# લેખકનાં પુસ્તકો

## નવલકથા

(૧) જનમટીપ (બીજી આવૃત્તિ)

(૨) લખ્યાલેખ ( ,, ,, )

(૩) ધરતીનો અવતાર

(૪) પંખીનો મેળો

(૫) પાતાળ કૂવો

(૬) કળિયુગ ભા. ૧

(૭) કળિયુગ ભા. ૨

## નવલિકા

(૮) તાણાવાણા

(૯) માનતા

(૧૦) પટલાઈના પેચ ભા. ૧

(૧૧) પટલાઇના પેચ ભા. ૨

## રેખાચિત્રો

(૧૨) ગ્રામચિત્રો

# કળિયુગ

## ભાગ બીજો

ઈશ્વર પેટલીકર



નવસર્જન કાર્યાલય
મોટા આંકડિયા : કાઠિયાવાડ

પહેલી આવૃત્તિ
[illegible]આરી '૪૮



કિંમત
રૂપિયા ત્રણ



પ્રકાશક:
ચુનિલાલ માણેકચંદ રવાણી
શિષ્ટ સાહિત્ય મુદ્રણાલય
મોટા આંકડિયા – ( કાઠિ. )

મુદ્રક:
ગોવિંદલાલ મોહનલાલ જાની
હીરા પ્રિન્ટરી, રતનપોળ,
અમદાવાદ.

સતયુગ બનો એવા આશીર્વાદ સાથે મારાં બાળકો,

**ચિ. રમેશ, ચિ. નિરંજના અને ચિ. મહેન્દ્રને**

૧

સવિતાને ઘેર જવા ગોવિંદ તૈયાર થયો ત્યારે એને ખબર ન હતી કે રાધા જોડે આવવા આટલી હઠ કરશે. બાકી એની ગેરહાજરીમાં જ એણે જવાનું ગોઠવ્યું હોત.

એ બંને વચ્ચે રકઝક ચાલતી જોઈ રામરાય બોલ્યાઃ 'ગોવિંદ, એને આવવું હોય તો ભલે ને આવે. તને એમાં વાંધો તો નથી ને?'

ગોવિંદે કહ્યુંઃ 'મને વાંધો ન હોય તો આનાકાની શું કામ કરું?'

રામરાયનો એવો સ્વભાવ હતો કે એ પ્રશ્નના કાર્યકારણમાં ન પડતા. એનો સ્વીકાર કરી લેતાં એ બોલ્યાઃ 'તો રાધા, બહેન! તારે એવો આગ્રહ ન રાખવો જોઈએ. જે વાત એની પોતાની અંગત હોય તેમાં તારે માથું ન મારવું જોઈએ.'

રાધા દલીલ કરતાં બોલીઃ 'અંગત છે એમ કહે તો મને કશો વાંધો નથી. પરંતુ જ્યારે વાત કરે છે ત્યારે તો એમ કહે છે કે મારે કશું અંગત–ખાનગી–જેવું છે નહિ.'

અંદરના ખંડમાંથી બહાર આવતાં કપિલાબહેને પૂછ્યુંઃ 'શું છે! શાની ચર્ચા ચાલે છે?'

રામરાયઃ 'ગોવિંદ કોઈને મળવા જાય છે. રાધા નાહક એની સાથે જવાનો આગ્રહ કરે છે.'

રાધા હસીને બોલીઃ 'બાપુજી તો જુઓ! ગોવિંદે હમણાં તમને કહ્યું કે એની બહેન સવિતાને એ મળવા જાય છે છતાં તમે કોઇની જ વાત કરો છો!'

કપિલાબહેને વાત જાણતાં ગોવિંદને કહ્યુંઃ 'એ સાથે આવે એમાં તને શા હરકત છે?'

રામરાયઃ 'વાધો હશે ત્યારે જ ના કહેતા હશે ને?'

એ ભ્રમ વધુ ન ચલાવતાં ગોવિંદે કહ્યુંઃ 'મને વાંધો તો શું હોય? પણ એવા મજૂર લત્તામાં, મારી ગરીબ બહેનને ઘેર, જ્યાં રાધાને બેસવા લાયક પાથરણું પણ નથી......'

કપિલાબહેન ગોવિંદને ઠપકો આપતાં બોલ્યાંઃ 'ગોવિંદ, આ તારો સંકોચ ખોટો કહેવાય. તું તારી ગરીબાઈથી શરમાતો નથી, તો બહેનની ગરીબાઇથી શા માટે સંકોચાય છે? અમે તને જુદો નથી માનતાં, પછી તારે અમને પણ જુદાં ન માનવાં જોઇએ.'

'હું એવા અર્થમાં નથી કહેતો.' ગોવિંદે સ્પષ્ટતા કરતાં કહ્યુંઃ 'રાધા એવા લત્તાથી ટેવાયેલી નહિ. એ આવતાં તો આવે પણ એને ગોઠે નહિ.'

રામરાય જરા જોસથી હસતાં બોલ્યાઃ 'અરે પરદુઃખભંજન! હું તો સમજ્યો કે તારે બીજો વાંધો હશે. એને પસંદ નહિ પડે એની તું શીદને વ્યથા કરે છે? એને એ ય એક અનુભવ થશે ને?'

કપિલાબહેને રાધાને જવાની સંમતિ આપતાં કહ્યુંઃ 'ત્યાં જઈને પાછા વળવાની ઉતાવળ ન કરીશ. એનું કામ પતે ત્યાં સુધી શાન્તિથી બેસજે.'

રાધાએ મોં મલકાવી જવાબ આપ્યોઃ 'એ તો હું બધું સમજું છું. નહિ તો મને ખબર પડવા દીધા વગર જ બીજી વખત ચાલી જાય.'

બંને જણ 'ગોકુળ'ની બહાર નીકળ્યાં એટલે રાધાએ પોતાનો વિજય વ્યક્ત કરતાં કહ્યું: 'કેમ, નહોતી લેઈ જવી પણ આવી કે નહિ?'

ગોવિંદે કહ્યું: 'હમણાં રાજી થાય છે, પણ એક વખત ત્યાંનો અનુભવ થશે એટલે પછી આવવાનું નામ નહિ લે. દર વખત 'આવું......આવું......' કહી હેરાન કરત, એના કરતાં આમાં તો મને જ ફાયદો થવાનો છે.'

રાધા ઝડપથી પગ ઉપાડતી બોલીઃ 'એ તો શિયાળભાઈ જેવી વાત.'

'શી?'

'દ્રાક્ષના માંડવે ન પહોંચાયું ત્યારે : હે, એમાં શું ખાવાનું છે! ખાટી...ખાટી...ખાટી...!'

'ખાટી કે મીઠી. માંડવો કંઈ દૂર નથી. થોડીવારમાં ખબર પડશે.'

એ વાત ચાલતી હતી ત્યાં સામે જ વિનાયક મળ્યો. રાધાને એણે પૂછ્યું, 'ક્યાં જાય છે?'

રાધાએ ગોવિંદ સામે આંગળી કરી કહ્યું: 'આ લેઈ જાય ત્યાં.'

ગોવિંદ તરત બોલી ઊઠયોઃ 'વિનાયક! જોજે સાચું માનતો. તદ્દન જૂઠું છે.'

રાધા: ‘ મને જૂઠી પાડવી છે ? તમે જાવ છો ત્યાં હું નથી આવતી ? ’

ગોવિંદ: ‘ પણ તું તો કહે છે કે હું લેઇ જાઉં છું. જ્યારે સાચી વાત તો એ છે કે હું ના કહું છું છતાં તું આવે છે.’

વિનાયકને એમાં બંનેની ચાલાકી દેખાઈ. એણે એ ચર્ચામાં ન પડતાં કહ્યું: ‘ રાધા ! મેં એવું નથી પૂછ્યું કે કોણ કોને લેઈ જાય છે. મેં તો એટલું જ પૂછ્યું કે તું કયાં જાય છે ? ’

વિનાયક જરા મિજાજથી બોલ્યો હતો એટલે રાધા એનો કંઈ જુદો જ જવાબ આપી દેશે, એ બીકે ગોવિંદે તરત કહ્યું: ‘ સરસપુર જઇએ છીએ.’

સ્વર્ગલોકનાં માનવી નર્કલોકમાં જતાં હોય તેમ આશ્ચર્ય પામતાં વિનાયકે કહ્યું: ‘ સરસપુર ! એ મજૂર લત્તામાં એવું શું કામ આવી પડયું છે ? ’

ગોવિંદ: ‘ ત્યાં મારી એક મોટી બહેન રહે છે.’

હંસના ટોળામાં એક બગલો આવીને ભરાઇ ગયો હતો એનો ખ્યાલ આવતાં વિનાયકે કહ્યું: ‘ સમજ્યો ! સમજ્યો ! તમે પોતે થોડા હોશિયાર પાકયા એટલે ઉપલી સોસાયટીમાં આવ્યા પણ તમારાં સગાંઓ તો......’

રાધાથી આ અપમાન ન સહેવાયું હોય તેમ એણે વિનાયકને પૂરું બોલવા દીધા વગર પગ ઉપાડતાં કહ્યું: ‘ ચાલોને ગોવિંદ ! પછી બસ તરત નહિ મળે તો આવતાં મોડું થશે.’

‘ હા, ચાલો. ’ કહી વિનાયકની વાત ત્યાં જ અધૂરી મૂકી બંને આગળ ચાલ્યાં.

વિનાયકને ગોવિંદ કરતાં રાધા ઉપર ગુસ્સો ચડયો. રાધા સાથે એને ત્રણ વરસથી મૈત્રી હતી. એમ તો બંનેનાં કુટુંબ એક બીજાને પહેલેથી પરિચિત હતાં. નાગરી નાતમાં વિલાયત ગયેલાં જે ઊંચાં કુટુંબો ગણાય તેમાં રામરાયની પણ ગણતરી થતી હતી. છતાં વિનાયકના પિતા રામરાયને એટલા ઊંચા માનતા ન હતા. કારણ કે, રામરાય એક ગરીબ માબાપના પુત્ર હતા. હોશિયારીને લીધે તાતાની સ્કોલરશીપ લેઈ એ આઈ. સી. એસ. થઈ આવેલા. જ્યારે પોતાના કુટુંબને ત્રણ પેઢીથી વિલાયતના સંસ્કારને લીધે ગર્ભસંસ્કારી માનતા હતા. વળી ગર્ભસંસ્કાર અને એક પેઢીના સંસ્કાર વચ્ચે ભેદ હતો તે પણ બંને કુટુંબો વચ્ચે દેખાતો હતો. આઈ. સી. એસ. થયા છતાં રામરાયમાં ઉચ્ચ કુટુંબમાં હોય તેટલી મોટાઈ ન હતી. રહેણીકરણી એટલી સાદી હતી કે એ વિલાયત ગયેલા હશે કે કેમ, એ જ કોઈને માલૂમ ન પડે. જન્મથી ગરીબ એટલે ગરીબાઈ જીવનમાંથી ગઈ નથી, એ એક જ વાક્ય વિનાયકના પિતા એમના અંગે અભિપ્રાય આપતાં કહેતા. વળી આઈ. સી. એસ.ની પરીક્ષા બેરીસ્ટર કરતાં કપરી ગણાતી છતાં, આજે એ સરકારી નોકરીમાંથી જે કમાયા હતા તેથી વધારે એ બેરિસ્ટર તરીકે કમાયા હતા. પરંતુ એ ન્યાયાધીશ હતા એટલે સ્વાભાવિક રીતે એમની સાથે વધુ પરિચય થયો હતો.

છતાં રાધા–વિનાયકનો પરિચય ત્રણ વર્ષનો હતો. કારણ કે રાધાના જન્મ પછીની નોકરી રામરાયની અમદાવાદ બહાર ગઈ હતી. એટલે ત્રણ વર્ષ ઉપર એ ફરી અમદાવાદ નીમાયા ત્યારે એ બંને જણ એકબીજાને ઓળખતાં થયાં. બંને પ્રોપરાયટરી હાઈ-સ્કૂલમાં એક ધોરણ આગળપાછળ ભણતાં હતાં. અત્યાર સુધી રામરાય સરકારી બંગલામાં શાહીબાગ રહેતા એટલે વિનાયક એટલા

ગાળામાં ત્યાં બે વખત ગયો હશે. રાધા પણ એ રીતે એને ત્યાં એથી વિશેષ નહિ આવી હોય. પરંતુ એ સંબંધને લીધે સ્કૂલમાં એમને મળવાના સારા અવસરો મળતા. તેમાં રામરાય નિવૃત્ત થતાં એ એમના પોતાના બંગલામાં એલિસબ્રીજ ગઈ સાલથી રહેવા આવ્યા ત્યારથી બંનેને એકબીજાને ત્યાં જવાનું સહેલું બન્યું હતું. રાધા પ્રમાણમાં વિનાયકને ત્યાં ઓછી જતી, પરંતુ વિનાયકને શહેરમાં જતાં ' ગોકુળ ' નજીક પડતું એ કારણે પણ એ વિશેષ આવતો. રામરાય અને કપિલાબહેન પણ એને ચાહીને બોલાવતાં. કૉલેજમાં દાખલ થયા પછી એ વિશેષ આવતો હતો. કારણ કે રાધા, હાઇસ્કૂલમાં હતી એટલે એને મળવું હોય તો બંગલે જ આવવું પડે.

પરંતુ રાધા પહેલાં પોતાનામાં જેટલો રસ લેતી, તેટલો હવે નથી લેતી એમ વિનાયકને લાગ્યા કરતું હતું. અને રસ લેતી તો ય વચ્ચે ગોવિંદને લાવતી. જાણે જગતમાં ગોવિંદ વગર બીજું કંઈ ન હોય તેમ ગોવિંદે આમ કર્યું ને ગોવિંદે તેમ કર્યું. ગોવિંદ ઘરકામ કરતો એ પણ જાણે ગૌરવની વાત હોય તેવી છટાથી રાધા વાત કરતી. એ ચીડને લીધે એણે ગોવિંદનું એ કામ કૉલેજમાં જાહેર કર્યું હતું. પરંતુ એ કામ ગોવિંદ પાસેથી બીજે મહિને જ ચાલી ગયું એટલે તે વાત પણ એના હાથમાં ન રહી. વળી ગોવિંદે એ વાતથી ક્ષોભ પણ નહોતો અનુભવ્યો, એટલે મનમાં વિનાયક તેથી પણ ચિડાયો હતો.

વળી ગોવિંદ સુસ્મિતાનો બાળમિત્ર હતો એટલે વિનાયક ભાભી આગળ પણ એની ઠેકડી કરતો. સુસ્મિતા રાધા જેવી બાળક ન હતી એટલે ગોવિંદની કોઈ વાત એ વિનાયક આગળ કરતી નહિ. છતાં ગોવિંદનો એ વધુ પડતો ઉપહાસ કરતો ત્યારે સુસ્મિતા ફક્ત

એટલું જ કહેતી કે આ સંસ્કારિતા ન કહેવાય. વિનાયક એનો જવાબ વાળતો કે, અમને તમારા જેવી ગામડાની છોકરીએ સંસ્કારિતાનો પાઠ ભણાવવાની કંઈ જરૂર નથી. તમારામાં હજું ગામડિયાપણું છે એ જ સુધારો ને!'

ગોવિંદની ગાયને બચાવવાની વાત કૉલેજમાં આવી ત્યારે વિનાયક ચિડાયો હતો. એને થયું—આવાં નકામાં ગપ્પાં કૉલેજમાં કોણ લાવે છે? પરંતુ 'ગોકુળ' નો વહીવટ એને સોંપાયો ત્યારે એ સૌથી વધુ ગરમ થઈ ગયો હતો. જેને એ 'ગોકુળ' નો ધાટી કહીને હસતો હતો એ 'ગોકુળ' નો વ્યવસ્થાપક બની ગયો. વિશેષમાં એ રાધાનો ટ્યુટર થયો.

અને આજે રાધા એની સાથે સરસપુર જેવા અસંસ્કારી લત્તામાં ગોવિંદની એક મજૂર બહેનને મળવા જઈ રહી હતી. તે ય, પોતાનું સામે મોંએ અપમાન કરતી હોય તેમ—'ચાલોને ગોવિંદ! પછી બસ તરત નહિ મળે તો આવતાં મોડું થશે!'

એક ગામડિયો, જેનું લૂણ ખાય છે તેની દીકરીને 'તું' કહીને બોલાવે છે. અને એ દીકરી પોતાનું ગૌરવ ચૂકી એ અપમાન સહી લે છે એટલું નહિ, પણ સામેથી એને 'તમે' કહીને માન આપે છે! વિનાયકને એ વિચાર આવતાં રાધા ઉપર ક્રોધ આવ્યો. પરંતુ બીજી ક્ષણે એને એમાં રાધાનો દોષ ન દેખાયો. એ પોતે છોકરી ભોળી છે એટલી નિખાલસ છે અને એટલી જ ચાલાક છે, એવા રાધાના જુદા જુદા અનુભવ વિનાયકને થયા હતા. વળી એ જતો ત્યારે રાધા એની સાથે પણ પહેલાંની જેમ આનંદથી વાત કરતી હતી, એના પ્રત્યેની લાગણી ઓછી થઈ હોય તેમ દેખાતું નહિ. ફક્ત વાતનો વિષય બદલાયો હતો એટલું જ. પહેલાં દીવાનખાનામાં બેસીને વાતો કરતાં, હવે એ જતો કે રાધા એને કંપાઉન્ડમાં લેઈ

જતી. કહેતી: ' વિનાયક! આ રાતરાણીનો છોડ કેવો સરસ ચોંટી ગયો છે ! ગોવિંદે તે દિવસે પેલી ગાય......ત્યારે લાવીને ચોંટાડેલો. આ છોડ......આ ફૂલ......આ વેલા......આ પાન......' રાધા બસ ગાંડી થઈ ગઈ હોય તેમ પહેલાં જે વાતો નહોતી કરતી એવી વાતો કરતી દેખાતી.

વિનાયક એને શેક્સપિયરનાં નાટકોની વાતો કરતો ત્યારે પહેલાંની જેમ રાધા રસ લેવાને બદલે જવાબ આપતી: 'વિનાયક, એ બધું કૃત્રિમ જીવન છે. સાહિત્યને સાચું પોષણ તો જીવનમાંથી મળવું જોઈએ. એ રાજામહારાજાઓનાં નાટક અને આપણે...' વિનાયકને ખબર પડી ગઈ હતી કે આ જવાબ ગોવિંદનો હતો. ગોવિંદે જ રાધાને બદલી નાખી હતી. અને અત્યારે તો એને એમ પણ લાગ્યું કે એ જો ગોવિંદ જોડે વધુ રહેશે તો એને બગાડી મૂકશે. આવા ગલીચ લત્તાઓમાં ફેરવશે, સાથે ફરશેહરશે એટલે સંસ્કારી લોકોની આંખે ચડશે. ગોવિંદના ગાંડા આદર્શો પ્રત્યે ભલે આજે લોભાઈ હોય પણ એણે જીવવાનું છે તો ઉચ્ચ સંસ્કારી સમાજમાં ને ? આજની બધી કુટેવો એને પોતાને જ ભવિષ્યમાં નડવાની છે !

એ બાળક જેવી ભોળી છે પણ એને આમ આડે માર્ગે દોરવી એ ગોવિંદની મૂર્ખાઈ છે. મૂર્ખાઈ શાની, લુચ્ચાઈ છે. એને કાબૂમાં લેઈ એ ' ગોકુળ ' માં સ્થાન જમાવી બેઠો. એ છોકરીએ જ ઇનામ માગીને એનું કામ છોડાવ્યું એમ ગોવિંદે જ એનાં વખાણ કરતાં એને કહ્યું હતું. મેં વળી એ મૂર્ખાઈ કરી કે ઘાટીનું કામ કૉલેજમાં જાહેર કર્યું તેમ આ પણ કરી દીધું. ઊલટ એથી એને કૉલેજમાં માનભર્યું સ્થાન મળી ગયું. કૉલેજિયનોની જાત જ વાંદરા જેવી. નીસરણી મળી કે ચડી જ જાય ! એવા ગામડિયાને 'ગોકુળ'ની

'રાધા' ને 'ગોવિંદ' બનાવી એને કેટલો ઊંચે ચડાવી દીધો ! નામ એવાં ગોઠી ગયાં એટલે કૉલેજિયનોનું શું પૂછવું ? પણ એને એ ખબર નથી કે આ 'રાધા' કંઈ ગામડાના ભરવાડની કોઈ છોકરી નથી કે ગોવિંદ ગામડિયાને હાથ આવે. એની જેમ ગામડાના છોકરા શહેરની છોકરીના પરિચયમાં આવતાં સ્વપ્નાં સેવવા માંડે છે પણ શહેરની છોકરી એનો ફક્ત રમકડા તરીકે ઉપયોગ કરતી હોય છે એની એમને ગમ હોતી નથી. ગામડાંની વાતો બધાંને સારી લાગે છે, બાકી ભાવે છે તો સૌને શહેરનાં જ વડાં ! બિચારો ગોવિંદ !

આમ વળી ગોવિંદની દયા ખાઈ વિનાયકે જાતે ને જાતે સંતોષ માન્યો. છતાં એને લાગ્યું કે જો 'ગોકુળ' થી આ બધી વાત છાની ચાલતી હોય તો એને કાને નાખવી જોઈએ. રામરાય અને કપિલાબહેન બંને એટલાં ભલાં છે કે ગમે તેની ઉપર વિશ્વાસ મૂકે છે. એમને કહેવું તો ખરું માની વિનાયકે 'ગોકુળ' ભણી પગ ઉપાડયો.

પરંતુ જેવો એણે બંગલામાં પગ મૂકયો કે કપિલાબહેન મળ્યાં. "આવ ભાઈ' કહી આવકાર આપ્યો અને ઉમેર્યું: 'રાધાને બહાર ગયાં પા કલાક થયો.'

વિનાયક આમ તો ચાલાક હતો. એટલે એણે ભળતો જવાબ આપ્યો: 'અહીં થઇને નીકળ્યો ત્યારે થયું કે......'

'સારું કર્યું આવ્યો તે.' કપિલાબહેને કહ્યું: 'ગોવિંદ સરસપુરમાં એની એક બહેન છે—સગી નહિ, એ તો બ્રાહ્મણની દીકરી છે, પણ ગામડે બધાં સાથે રમેલાં-રહેલાં એટલે હેત સગી બહેન જેટલું રાખે છે—એને મળવા જતો હતો ત્યારે રાધા પણ આગ્રહ કરીને સાથે ગઈ.'

વિનાયક કંઈ વિચાર કરતો હોય તેમ બોલ્યા વગર સાંભળી રહ્યો હતો.

કપિલાબહેનઃ 'વિનાયક! એટલું તો ખરું કે ગામડાના લોકોમાં એકબીજા માટે સ્નેહ ઘણો હોય છે. ગોવિંદ જ્યાં ગયો તે એની બહેન ઘણી ગરીબ છે, રાધાને સાથે લેઈ જતાં પણ એને સંકોચ થતો હતો, છતાં એને મળવા ગોવિંદ હર્ષભેર જાય છે!'

વિનાયક ધીમેથી બોલ્યોઃ 'ગામડાના લોકો કરતાં આપણામાં સ્નેહ નથી એમ કેમ કહેવાય? તમે બધાં ગોવિંદ ઉપર ઓછો સ્નેહ રાખો છો? રાધા આગ્રહ કરીને એવા અસંસ્કારી લત્તામાં સાથે જાય એ કંઈ ઓછો સ્નેહ છે?'

કપિલાબહેન વિનાયકે અસંસ્કારી શબ્દ બોલતાં જે સૂગ બતાવી તે સમજી જતાં બોલ્યાંઃ 'વિનાયક! ગોવિંદ છોકરો જ એવો છે કે હરકોઈ એના તરફ માયા રાખે. 'ગોકુળ' એના આવ્યા પછી કેવું ખીલી ઊઠયું છે? માળી કામ કરતો એ તેં જોયું છે, હવે તે કરે છે તે પણ તું જુએ છે. કામની અંદર પ્રાણ રેડવો જોઈએ, એ આનું નામ. અને ભાઇ! પોતાની જાતને સંસ્કારી માનતા લોક અસંસ્કારી માનતા માણસોથી ભાગશે તો ચાલશે કેમ? આપણે જો સાચે જ સંસ્કારી હોઇએ તો એવા લોકોને સંસ્કારી બનાવવા એ આપણો ધર્મ છે. એ ધર્મ ન બજાવી શકીએ તો ભલે, પણ એનો તિરસ્કાર તો ન જ કરવો જોઇએ ને?'

વિનાયકે જોયું કે કપિલાબહેન પણ રાધાની જેમ ગોવિંદ પાછળ પાગલ થયાં લાગે છે. રામરાય તો આ દુનિયાના માણસ જ

ન હતા. એ તો આખી જિંદગી ન્યાયાધીશી કરી એવા મગજના થઇ ગયા હતા કે કોઈને માટે સાબિત ન થાય ત્યાં સુધી ખૂરું માની ન લેવું જોઇએ. તિરસ્કાર સાથે કોઇને જોઇએ એટલે એમાં ગુણ હોય તો પણ ન દેખાય, એટલે રામરાય તો બદમાસ પ્રત્યે પણ તિરસ્કાર દર્શાવતા નહિ.

આ બધા સદ્‌ગુણો એક દિવસ વિનાયકને ગમતા હતા, પરંતુ આજે એની વિરુદ્ધ જતા જોઈ, રામરાયને મોં બતાવ્યા વગર એણે વિદાય લીધી. મનમાં થયું—આખું 'ગોકુળ' ગાંડુ છે !



૨

સવિતાને પાર્વતીએ કરેલો ઘા રૂઝયો ન હતો ત્યાં બીજો ઘા ઉગામાયો. ઘરધણી પાંચ માસનું ભાડું ચડી ગયું હતું એટલે આંટા મારતો હતો. નારણ મુકાદમ પાસેથી એ રકમ લેઈને ભાડું નહોતું આપવા દીધું, એ રીતે સવિતા જીતી હતી. પરંતુ ઘરધણી એથી વારેવારે ઉઘરાણી કરી હેરાન કરતો હતો. એને ખબર હતી કે અત્યારે અંબારામ ઘેર હોય નહિ, છતાં એ જાણીને જ એ ઉઘરાણીએ આવતો. પાર્વતી નીચેથી એને આંખ વતી ઇશારો કરી ચડાવતી. પરંતુ એ સીધો મેડા ઉપર ચડી આવવાની હિંમત કરતો નહિ. નીચે રહ્યો રહ્યો ગમે તેમ બોલતો અને એ રીતે ભવિષ્યમાં પોતે જીતશે એમ મનમાં ગણતરી કરતો.

નારણ મુકાદમ પાસેથી પૈસા લેઇ એનું ભાડું નહોતું ચૂકવાયું તે એને મનમાં ગમ્યું હતું. નારણ મુકાદમની એ હારથી એ મનમાં મલકાયો હતો. અને પાર્વતીને ખાનગીમાં એણે લાલચ પણ આપી હતી કે જો એ એનો બેડો પાર પાડી આપે તો ત્રણ માસનું ભાડું નહિ લે. પાર્વતી નારણ મુકાદમને અને ઘરધણીને બંનેને હાથમાં રાખતી હતી. પરંતુ નારણ મુકાદમ અંગે એને કંઈ લેવાદેવા ન હોય તેમ એ બહાર જાણવા દેતી નહિ. કારણ કે, પરસોત્તમ એનો વિરોધી હતો. નારણે અહીં વીશી બાંધી એ પણ એને ગમેલું નહિ.

છતાં એમાં એ વિરોધ શી રીતે કરી શકે ? છતાં ત્યારથી એ પાર્વતી ઉપર વહેમી પતિની જેમ નજર રાખ્યા કરતો હતો.

પાર્વતી પણ એની નજર કળી ગઈ હતી એટલે નારણ મુકાદમ અંગે જે હિલચાલ કરતી એ ખાનગીમાં કરતી. સવિતા કંઈ પરસોત્તમને વાત કરવાની નથી એ એને ખબર હતી એટલે પાર્વતી નચિંત હતી. પરંતુ ઘરધણીનો પક્ષ લેવામાં એને છાનું રાખવાનું કંઇ ન હતું.

ઘરધણીએ બારણામાં પેસતાં 'અંબારામ છે કે ?' એમ બૂમ પાડી કે તરત પાર્વતી બોલી ઊઠી: 'અંબારામને આ ઘરમાં કોણ એનો બાપ ગણે છે ? રાણી કરે એજ થાય.'

ઘરધણી મોટેથી હસીને: 'આપણે ત્યારે રાજાનું કામે ય શું છે ? રાણી ભાડું આપી દે એટલે પત્યું.'

સવિતામાં અત્યારે બેઠા થઇ જવાબ આપવા એટલી સ્વસ્થતા ન હતી. છતાં પોતે કદાચ જવાબ નહિ આપે તો એ નકામો માણસ ઉપર ચડી આવશે એ બીકે એણે ઊભા થઈ, બારીમાં ડોકું કાઢી કહ્યું: 'તમે જાણો છો કે અત્યારે આદમી નોકરીએ હોય છે......'

પાર્વતી તરફ કટાક્ષ કરી ઘરધણી વચ્ચે બોલ્યો: 'આ બાઇ વાત કરે છે તે તો સાંભળ ! એનો ધણી ક્યારે ઘેર હોય અને ના હોય, એ હું શી રીતે જાણું ?'

પાર્વતીએ સામા કટાક્ષ કરતાં કહ્યું: 'ના જાણતા હો તો જાણી લો. એ કંઇ અમારા જેવી હાલીમવાલી નથી કે આદમી માણસની ગેરહાજરીમાં આવો તે સાંખી લે.'

ઘરધણી: 'એ સતી છે એ મારું ક્યાં અજાણ્યું છે ? એ વગર નારણ મુકાદમની વીશી બાંધી છે ?'

સવિતા ભાન ગુમાવીને બોલી ઊઠી: 'હું વેશ્યા છું, પછી તારે છે કંઇ ?'

અને એ શબ્દો ગોવિંદ અને રાધાએ પૂરેપૂરા સાંભળ્યા. ગોવિંદના પગ ઘડીભર થંભી ગયા. કોના મોંમાંથી આ શબ્દો નીકળ્યા ? સવિતાના મોંમાંથી મરતાં પણ આ શબ્દો ન નીકળે, એની ગોવિંદને ખાતરી હતી. અને છતાં સવિતાને બોલતી એણે સગી આંખે જોઈ અને સગા કાને સાંભળી !'

રાધાએ ગોવિંદ સામે જોયું. સવિતા ગોવિંદને જોતાં, ઊભી હતી ત્યાંથી ગબડી પડી. ધબાક કરતો એના પડવાનો અવાજ નીચે સંભળાયો.

ગોવિંદે નીચે ઊભેલા ઘરધણીને પૂછ્યું: 'શું છે ?'

ઘરધણી પ્રથમ ગોવિંદ અને રાધાને જોઈ અચકાયો હતો. પરંતુ એનો એ ભાવ કળી જતાં પાર્વતી વચ્ચે બોલી ઊઠી: 'માગો એની પાસે પૈસા. સવિતાનો એ ભાઈ છે.'

ઊજળાં કપડાં જોઇને ઘરધણી પ્રથમ ગભરાયો હતો કે કોઈ મોટાં માણસ લાગે છે, પરંતુ સવિતાનો ભાઇ જાણતાં એનામાં સ્વસ્થતા આવી ગઈ. એણે કહ્યું: 'શું છે તે, તમારા બનેવીનું ભાડું બાકી છે.'

'કેટલું બાકી છે ?'

'પાંચ મહિનાનું.'

'કેટલા રૂપિયા.'

ત્રીસ રૂપીયા.'

'લો.' કહી ગોવિંદે ખિસ્સામાં હાથ નાખ્યો. પાછા વળતાં બજારેથી વસ્તુઓ ખરીદવા એણે પચ્ચાસ રૂપિયા લીધા હતા તેમાંથી ત્રણ નોટો એણે ઘરધણીને ગણી આપી.

ઘરધણી નોટો ખિસ્સામાં મૂકી, આંખ કાતરતો કાતરતો ચાલ્યો ગયો. એના મોં ઉપર ચોખ્ખો ભાવ વરતાતો હતો કે, આટલો મોટો ચીનુભાઈ માધુભાઈ છે તો બહેનને આ ખાંજરામાં શું કામ નાખી છે? જોઉં છું કે તું કેવોક દર વખત વહારે આવે છે?

પાર્વતી બોલતાં તો બોલી પણ ગોવિંદે રૂપિયા ગણી દીધા ત્યારે એ સડક થઈ ગઈ. ગરીબ છોકરા તરીકે એ કોઈ મોટા માણસને ત્યાં ઘરકામ કરીને ભણે છે, એ હકીકત એણે જાણી હતી, એટલે કટાક્ષમાં જ એ તો બોલી હતી. વળી આ વખતે સાથે કોઈ શેઠની છોકરી હોય તેવી રાધાને જોઈ એનું કુતૂહલ વધ્યું હતું. બંને જણું દાદર ચડતાં એ ટગર ટગર જોઈ રહી.

સવિતા નીચે પડી પડી ડૂસકાં ભરતી હતી છતાં નીચે શું બની ગયું તે એ જાણતી હતી. જોડે જે છોકરી હતી તેને પણ એ ઓળખી ગઇ હતી. એને પોતાની ગરીબ સ્થિતિના દુઃખ કરતાં અત્યારે એ જ પશ્ચાતાપ થતો હતો કે ભગવાને મારા મોંમાંથી આવા ગલીચ શબ્દો શી રીતે બોલાવ્યા? અને તે ય ગોવિંદને સાંભળવા મળ્યા તે રીતે! સારા ઘરની છોકરીએ પોતાને કેવી ધારી લીધી હશે?

એટલે ગોવિંદ અને રાધા ઉપર આવ્યાં ત્યારે એમને આવકાર આપવાને બદલે સવિતાએ પોતાનું મોં છુપાવી દીધું. રાધા કોઈ વિચિત્ર સૃષ્ટિમાં આવી પડી હોય તેમ મૂઢ બની ગઈ હતી.

ગોવિંદ બોલ્યો: 'સવિતા! આ કેવી રીતભાત? કોઈ ઘેર આવે ત્યારે તું મોં છુપાવી બેસે છે!'

સવિતાએ મોં છુપાયેલું રાખતાં કહ્યું: ‘ ગોવિંદ ! ભાઈ ! તમે અત્યારે ચાલ્યા જાવ. હું તમને મોં નહિ બતાવી શકું. ’

ગોવિંદ એની પાસે નીચે બેસતાં બોલ્યો: ‘ સવિતા, ગાંડી તો નથી થઈ ગઈને ? ’

‘ ગાંડી થઈ ગઈ હોત તો સારું. ’

‘ પણ આ ગાંડપણ ઓછું નથી. ’

‘ મારે તમારી સાથે વાત નથી કરવી. ’

‘ કારણ ? ’

‘ બસ. તમે અહીંથી જાવ. ’

‘ પછી ક્યારે આવું ? ’

‘ કદી નહિ. ’

‘ સવિતા ! આ તું કેવી વાત કરે છે ? ’

‘ ડાહી વાત કરું છું. ’

‘ પણ મારો કંઇ ગુનો ? ’

‘ મોટો ગુનો છે. ’

‘ શો ? ’

‘ તમે અહીં આવવા લાયક નથી. એકલા હોત તો કંઇકેય મોં ખોલી શકત. પણ રાધા બોન આગળ હું શું મોં લેઇને...... ’

‘ રાધા તો તને મળવા ઉમંગથી આવી છે. ’

‘ પણ આ અભાગણીના કરમમાં રાધાબોન જેવી મોટા ઘરની દીકરીને મળવાનું ભાગ્ય...... ’

‘ ભાગ્ય તો માણસ જાતે ઘડે છે. ’

‘ હું શું રીતે માનું ? ’

‘ ચાલ, જવા દે એ વાત. મોં જાતે ખોલે છે કે હું ખોલું ? ’

‘ મારું નહિ માને ગોવિંદ ? ’

'ગોવિંદને તું ઓળખે છે. ગોવિંદ કોઇનું માને એવો છે?'

'રાધાબેન તો થોડી વાર બહાર જશે?'

સવિતાને ગોવિંદ ઓળખતો હતો. એના મોંમાંથી નીકળેલા શબ્દો કોઈ ભયંકર સ્થિતિ સૂચવતા હતા એની પણ એને કલ્પના આવી ગઇ હતી. રાધાની રૂબરૂ એ અંતરની વાત ન કરી શકે એ પણ એને સમજાયું હતું. એટલે રાધા તરફ જોતાં એણે કહ્યું: 'તું થોડી વખત બહાર જઇશ? હું પછી બોલાવું છું.'

રાધાને તો આ સૃષ્ટિ જ સમજાતી ન હતી. નીચે જવા એણે પગ ઉપાડયા. ગોવિંદે ઉમેર્યું: 'બહાર રસ્તા ઉપર આંટા મારને, હું બોલાવું છું.'

રાધા નીચે ઊતરી. પાર્વતી કુતૂહલપૂર્વક બધું જોઈ રહી. હતી એટલે એ બહાર નીકળી ત્યારે એ પણ એની પાછળ ગઈ. પૂછયું: 'કેમ બોન એકલાં ચાલ્યાં?'

'એ બંનેને ખાનગી વાત કરવી છે.' રાધાએ જવાબ આપવાની ટેવ પ્રમાણે એક વખત કહી દીધું, પરંતુ એ બાઈ પોતે ઘરમાં પ્રવેશ્યાં ત્યારે ગોવિંદ પ્રત્યે કટાક્ષમાં બોલી હતી, તે એને તરત ખ્યાલમાં આવી ગયું. એને તરત થયું કે એને જવાબ આપવો નહોતો જોઇતો.

પાર્વતીએ બીજો સવાલ કર્યો: 'એ ભાઇ તમારે ઘેર રહે છે, નહિ?'

રાધાએ કહ્યું: 'તમારે એ બધી શી ખટખટ છે?'

'ઓ હો!' એવો હાથનો લહેકો કરી પાર્વતી ખભા ચડાવી બીજે કામે જતી હોય તેમ આગળ ચાલી ગઈ.

રાધાને થયું: 'અહીંના લોક બધા વિચિત્ર લાગે છે!'

સવિતા મોં લૂછી, સ્વસ્થ થતાં બોલી: 'ગોવિંદ! અમે

કેવી સ્થિતિમાં રહીએ છીએ તેનું તું જાણે છે. પછી રાધા જેવી સારા ઘરની દીકરીને અહીં......'

'એ આગ્રહ કરીને આવી......'

'પણ આવા ભવાડા જોઈ ઊલટી તારા માટે એ શું ધારે ? થાય કે એનાં ઓળખીતાં આવાં છે તો એ ય કેવો હશે ! '

'મારી ચિંતા તું ન કર, સવિતા. સોનાને કદી કાટ ચડતો નથી. '

'ખરૂં ભાઈ ! પણ એની કિંમત તો ઘટે જ.'

'કિંમત મુખ્ય નથી. વસ્તુ મુખ્ય છે.'

'વ્યવહારમાં એ બધું ઊલટું દેખાય છે.'

'પણ હું વ્યવહારની વાત સાંભળવા નથી આવ્યો. મારે તો સવિતાની વાત જાણવી છે.'

'તારા માટે એટલું જાણવું બસ છે કે ફરી અહીં તારે ન આવવું.'

'એ ગોવિંદ કદી માનશે ? '

'પણ હું બારણાં જ બંધ કરી દેઇશ, પછી ? '

'બારણાં તોડતાં ગોવિંદને આવડે છે.'

સવિતાએ એકદમ ઓછું આવ્યું હોય તેમ રડી દીધું.

ગોવિંદ પણ ગળગળો થઇ જતાં બોલ્યો: 'સવિતા ! તું આમ વાત વાતમાં રડે, તે કેમ ચાલે, બહેન ? '

રડતાં રડતાં સવિતા બોલી: 'તારી બોનના કરમમાં રડવા સિવાય કશું રહ્યું નથી.'

'એ રડવાનું બંધ કરી દેઉં તો ?'

'આભ ફાટયું છે ત્યાં ભાઇ, તું શું થીગડાં મારી શકવાનો હતો ? તે દિવસે મને છેતરીને તું દસ રૂપિયા વધારે આપી ગયો...

વચ્ચે ગોવિંદ બોલ્યો: 'બસ! દર વખત એ ની એ વાત સંભાર્યા કરવાની છે?'

સવિતા: 'શી રીતે ભૂલું? તું તારા માટે પારકે ઘેર કોઈ ભણેલો શું, પણ ઉજળિયાત નાતનો અભણ માણસ ન કરે એવું ઘરકામ કરે, અને ગરીબ બહેનનું દુઃખ જોઈ, દસ રૂપિયા આપે...'

'બહુ થયું હવે. ગોવિંદ તારો દાનેશ્વરી છે તે હું કબૂલ કરું છું. હવે આગળ વાત કર ને.'

'આજે તેં ત્રીસ રૂપિયા આપ્યા. એ રૂપિયા તું હવે ક્યાંથી પૂરા કરવાનો?'

ગોવિંદે પણ એનો હજુ કંઈ વિચાર કર્યો ન હતો. છતાં તરત પોતાનો હાથ બતાવતાં કહ્યું: 'હું પુરુષ છું. તારી જેમ મેં ઓછી બંગડીઓ પહેરી છે? ચોરી કરીને લાવીશ. એની તારે શી પંચાત?'

સવિતાએ જાણ્યું કે ગોવિંદને હવે પોતાની વાતથી અજાણ્યું રાખવો ઠીક નથી. એ પોતે કેવું ગજા ઉપરવટનું કામ કરી રહ્યો છે તે એને જણાવી દેવું જોઇએ. સવિતાએ પોતાનો બધો ઈતિહાસ ટૂંકમાં કહી દીધો.

રાધાને આ સૃષ્ટિથી જે આઘાત નહિ લાગ્યો હોય તેથી વિશેષ ગોવિંદને સવિતાની વાત સાંભળી લાગ્યો. કોઇ નવલકથામાં ગોવિંદે વાંચ્યું હોત તો એણે માન્યું પણ ન હોત કે પતિપત્નીને અનીતિ તરફ દોરતો હોય તેવા પણ કિસ્સાઓ સમાજમાં બનતા હોય છે! પણ અહીં તો એની જ બહેન! જે એક દિવસ એને કેડે બેસાડી ફેરવતી હતી તેના જ જીવનનો અનુભવ હતો!

અંબારામ ઉપર તેને ગુસ્સો આવ્યો. ગમે તેવો તોય સવિતાનો

એ પતિ હતો, એ ભાન ગુમાવી ગોવિંદ બોલી ઊઠયો: 'મને અંબારામ આટલો નીચ છે એમ નહિ લાગેલું.'

સવિતા નીચું ઘાલી ગઈ. ધીમેથી બોલી: 'ભાઈ! મેં પેટ-છૂટી વાત કરી તે ધણીને હલકા પાડવા નહિ, હોં.'

ગોવિંદ સમજી ગયો. બોલ્યો: 'સવિતા! હું થોડા આવેગવાળો છું. ભૂલથી બોલી ગયો.'

'ભાઇ! એમાં તારો કંઇ ગુનો નથી. તું તો મારા દુઃખને લીધે ગુસ્સે થઇ ગયો, તે સમજુ છું. પરંતુ એ પણ કંઈ એવા નીચ નથી......'

'ત્યારે?'

'મારી ચાલચલગત વિષે સહેજ વહેમ આવે તો મારું માથું કાપી નાખે તેવા એ હતા. એ પરણ્યા ત્યારે હું નાની. કજોડામાં એવું ઘણું બને છે માની એ મારા ઉપર ચોકી પણ રાખતા.' સવિતાની આંખમાંથી બોલતાં બોલતાં આંસુ વહેવા લાગ્યાં: 'એ જ ધણી આજે આંખ આડા કાન કરી પારકી સ્ત્રી મારફત......ગરીબાઇ માણસને શું કરાવે તે ભાઇ તને નહિ સમજાય. ગામડું ભલે ગરીબ રહ્યું પણ સાચી ગરીબાઇ શહેર વગર સમજાય તેવી નથી.'

ગોવિંદને રસ્તો સૂઝી ગયો હોય તેમ એ બોલ્યો: 'એટલે જો તમારે દેવું ન હોય તો અંબારામ એવું...'

'ના. ના. એ માણસને હું સારી રીતે ઓળખું છું.'

ગોવિંદ સમજી ગયો હતો કે સવિતા દયા તરીકે મદદ સ્વીકારવા તૈયાર નહિ થાય. અને દુઃખી છે એટલે થશે તો પણ એ વસ્તુ એના અંતરમાં સાલશે. એણે બીજો રસ્તો કાઢતાં કહ્યું: 'હું ધારું છું કે મોહને તમારે દસેક રૂપિયા વિશેષ હોય તો થઇ રહે.'

'પણ લાવવા કંઇથી?'

'તું પાંચ છ કલાક કામ કરે તો......'

'શું કરું ?'

'ઘેર બેઠાં થાય એવું છે.'

'તો તો રાતના ઉજાગરા કરીને દસ બાર કલાક કરું.'

'તો તને રેંટિયો અને પૂણીઓ લાવી આપું.'

'એમાંથી એટલા પૈસા મળે ?'

'એટલા તો થોડામાં થોડા. વધારે કામ થાય તો વધારે.'

'તો હું શીખી લેઉં.'

'હા. એક વખત તમારું જે દેવું હોય તે આપી દેઈએ. સોથી વધારે તો નથી ને ?'

'પણ એટલા લાવવા કંઈથી ?'

'કાળા ચોરના લાવીશ.'

'ગોવિંદ !'

'ગોવિંદને તું ભાઈ માને છે ?'

'પણ તું કયો પૈસાદાર......'

'તારો ગોવિંદ પૈસાદાર જ છે. અને નહિ હોય તો થશે સીધી રીતે નહિ થવાય તો કોઈને લૂંટીને થશે.' ગોવિંદ શું બોલી રહ્યો હતો તેનું એને જ ભાન ન હતું: 'પણ સવિતાને નારણ મુકાદમ, ઘરધણી કે પાર્વતીના પંજામાં નહિ ફસાવા દે.'

સવિતા ભાઈ પ્રત્યેનું હેત આંસુઓ સારીને વ્યક્ત કરી રહી હતી.

★

## ૩

રાધાએ અધૂરામાં પૂરું ફરાક પહેર્યું હતું એટલે સરસપુરના રસ્તા ઉપર એ આંટા મારતી એની ત્યારે તરફ ચોમેરથી નજર મંડાતી હતી. રસ્તો ખાડા ટેકરાવાળો હતો એટલે ડામરના સરખા રસ્તા ઉપર ચાલવા ટેવાયેલા એના પગ અજાણ્યા સ્થળે આવી ચડતાં ભૂલ કરતા. ખાડો આવતાં એનું શરીર આંચકો ખાતું. ટેકરા ઉપર આવતાં માથું અને છાતી પાછળ ઝૂકી જતાં. એ વખત એણે રસ્તા ઉપર આંટા માર્યા ત્યાં બધાંની નજર એના ઉપર પહેલાં જે મંડાઈ હતી તે હવે સજ્જડ ચોંટી.

'કોણ છે, લ્યા ?'

'સરસપુરની તો નોય.'

'ભૂલી પડી લાગે છે.'

'વાયદો કર્યો હોય અને કોઈની રાહ જોતી...'

'ના, ના. એવી કંઈ મોટી નથી.'

'અરે ! આ કળજગમાં મોટી ને નાની. નવ વર્ષની છોકરી છોકરું જણે છે, પછી આ પંદર વર્ષની તો ખાસ્સી દેખાય છે.'

'મારું સીટી ?'

'માર ને.'

હોટલમાં બેઠેલા એક કારીગરે જોરથી સીટી મારી.

રાધાની નજર એ તરફ ગઈ.

બીજાએ હાથ વતી બોલાવતો હોય તેમ ઈશારો કર્યો.

રાધા આગળ ચાલી ગઇ.

જોડે બેઠેલા કારીગરે એને ઠપકો દેતાં કહ્યું: 'સાળા ! બે આંખોની તો શરમ રાખો. એમ કોઈની સામેમોઢે મશ્કરી કરાતી હશે ?'

'તે એમાં આપણે શું કાઢી લીધું ?'

'કારીગરોની કશી કિંમત નથી, તે આને લેઈને. આમ ખુલ્લે છોગે મશ્કરી કરો છો ને પાછા ઉપરથી કહેતાં શરમાતા નથી કે એમાં આપણે શું કાઢી લીધું ?'

'તે તું જ કહે ને. શું કાઢી લીધું ?'

'કહું ?'

'કહે.'

'ખોટું નહિ લાગે ?'

'ના.'

'તારી માબોનની કોઇ......'

પેલો ખિજાઇને ઊભો થઈ જતાં: 'સાળા ! માબોન સમો જાય છે ?'

'ત્યારે એ ય તારા સણીજા કોઈની બોનદીકરી છે એમ કેમ ભૂલી જાય છે ?'

'આ મોટા સતનો દાંડો ના જોયો હોય તો.'

×

'પાર્વતી ! અલી તારી પોળમાંથી આ કોણ મોટી સાહેબની દીકરી નીકળી ?'

'કેમ ?'

'ક્યારની રસ્તા ઉપર આંટા મારે છે.'

'તાડખું રહી છે એટલે એમ આંટા મારે છે.'

'એટલે ?'

'મારા મેડા ઉપર રહે છે તે સવિતા......'

'ઓળખી...ઓળખી...એ ય હવે ચંપે ચડી લાગે છે.'

'પૂરેપૂરી. આકાશનું પંખી પાડે છે.'

'ના હોય ?'

'ના શું ? ખાતરી કરવી હોય તો અત્યારે જ બતાવું.'

'કહે તો ખરી.'

'આ સાહેબજાદી એનું જ તાડખું રહી છે.'

'સમજ ન પડી.'

'સવિતાના મોસાળનો એક છોકરો છે, ભાઈ ભાઈ કહે છે.' અને આંખથી વ્યંગ કરતાં પાર્વતીએ ઉમેર્યું: 'સુરતી ભાઈ જ સ્તો ! એ છોકરો પૂરો ખેલાડી દેખાય છે. આ સાહેબજાદી રસ્તા ઉપર આંટા મારે છે તેને ઘેર રહીને ભણે છે. અને શહેરનું ભણવાનું તો ક્યાં અજાણ્યું છે ? આ છોડીને લઈને બધે સાથે ફરે છે એટલામાંથી જ સમજી જાવ ને.'

સાંભળનાર જાણે સમજી ગઈ હોય તેમ એણે હકારમાં ડોકું હલાવ્યું.

'સવિતાને નાનપણથી એ છોકરા સાથે સંબંધ હોય તેમ લાગે છે. શહેરમાં આવ્યો ત્યારથી એને અહીં આવ્યા વગર ચેન પડતું નથી. નહિ તો એ છે પાટીદાર અને સવિતા છે બ્રાહ્મણ, શી સગાઈ ?'

'હં !' સાંભળનારે 'ચાલો આગળ' એ ભાવમાં કહ્યું.

'આ છોકરી સાથે આવી એટલે એ બેઉને શી રીતે ફાવે ? તે આને કહ્યું કે તું હમણાં બહાર જા, અમારે ખાનગી વાત કરવી છે.'

'શું કહે છે, મારી બાઇ !' માન્યામાં ન આવ્યું હોય તેમ સાંભળનાર બાઇએ આશ્ચર્ય વ્યક્ત કર્યું.

'મારાં બધાં છોકરાંના સમ, એ છોડીએ જ મને કહ્યું ને.'

'તેં પૂછ્યું હશે ?'

'હું ખાતરી કર્યા વગર છોડું ? એ બહાર નીકળી. એટલે મેં પાછળ પાછળ આવી તેને પૂછી લીધું.'

'એણે કહ્યું પણ ખરું ?'

'હા.'

'ને એના મનમાં એનું ઝેર પણ નથી ?'

'ઝેર અને વેર ! એ બધું આપણા ગરીબ લોકોને સોંપ્યું. પૈસાદાર અને ભણેલાં તો મન ફાવે ત્યાં ફરે. વહુ ધણીનું ઝેર ના કરે, ધણી વહુનું ઝેર ના કરે. બાકી આ છોડીનાં માબાપ આમ એને રખડવા દે ?'

'ખરું આ તો મારી બાઇ !'

'અને અહીં આવું હોય તો આપણા લોક આંગળીઓ કરીને તોડી ખાય.'

પાર્વતી વાત પતાવી ચાલી ગઇ એટલે સાંભળનાર બાઇ તેની પાછળ આંગળાંના ટચાકા બોલાવતાં બબડી: 'સામાની વાત કરે છે, પણ તારી જાત જ સંભાળ ને !' અને એ બાઇએ રાધાને હાથનો ઇશારો કરી પાસે બોલાવી.

રાધા નજીક આવી.

બાઈએ પૂછયું: 'કોનું કામ છે ?'

'તમારે શું કામ છે ?'

'ક્યારનાં રસ્તા ઉપર આંટા મારો છો એટલે મને થયું કે કોઈનું કામ હશે.'

'પણ તેની તમારે શી પંચાત ?'

'પંચાત અમારે તે શાની હોય ? કોઈનું ઘર ન જડતું હોય...'

રાધાએ એ બાઈને પાર્વતી જોડે વાત કરતાં જોઈ હતી એટલે ખિજાઈ જતાં બોલી: 'એની તમારે ચિંતા કરવાની કંઈ જરૂર નથી.'

રાધાએ જાણ્યું કે આ રસ્તા ઉપર આંટા મારવા એ ય એક ઉપાધિ છે. ગરીબો પ્રત્યે સહાનુભૂતિ રાખવા ગોવિંદ વાત કરતો હતો, પરંતુ રાધાને થયું કે આ લોકો એમના કરમે જ દુઃખી છે. મજૂરલત્તો કહી વિનાયકે સૂગ બતાવી હતી તે એને વ્યાજબી લાગી. એલિસબ્રીજમાં પોતે આ રીતે આંટા મારતી હોય તો કોઇ એની પંચાત ન કરે. કેટલા અસભ્ય આ લોકો ! સિનેમાના પિકચરમાં નટી ઉપર સીટી મારતા હોય તેમ સીટી મારે છે ! હાથના ચાળા કરે છે ! બૈરાં પણ કેટલાં હલકટ ! અને ગોવિંદ જેને બહેન કહે છે તે પણ શું સારી છે ? એના મોંમાંથી શબ્દો કેવા નીકળ્યા હતા —હું વેશ્યા છું, પછી તારે છે કંઈ ? પછી અમને જોતાં કેવો ઢોંગ કરવા લાગી ? પછી મને શું જોઈને મોં બતાવી શકે ? મારે એનું મોં જોઇને જ શું કામ છે ? ગોવિંદ નીચે આવે એટલે તરત ચાલવા માંડીએ. એને કહી દેઇશ કે તારી બહેન અને તારા ગરીબ લોકો તને મુબારક ! હું તો ફરી કોઇ દિવસ અહીં આવું જ નહિ. સાવ જંગલી લોક !

અને ગોવિંદનો વિચાર આવતાં રાધાને થયું—ગોવિંદે ય આવા લત્તામાં શું કામ આવવું જોઇએ ? એની બહેન દુઃખી થતી હોય તો એના પાપે થાય છે. સંસ્કાર જેવું એનામાં પણ કંઈ નથી. એને ગોવિંદ શી રીતે સુખી કરી શકવાનો હતો ? ત્રીસ રૂપિયા એણે કાઢીને તો તરત આપ્યા પણ એ રકમ એ બાપુજીને આપશે ક્યાંથી ? એનું પોતાનું દુઃખ હોય તો બાપુજી મદદ કરે, પણ આમ એ બધાંને મદદ કરવા જાય એમાં બાપુજીને શું ? એવાં દુઃખી અમદાવાદમાં કેટલાં ય હોય. આટલાથી કંઈ આ લોકોનું દુઃખ ભાંગવાનું છે ? ગોવિંદ તો આ સાલ આવ્યો, તેપહેલાં એ લોકો જેમ જીવતાં હોય તેમ જીવવા દેવાં જોઇએ. એની ઓછી આ સગી બહેન છે કે એણે જાત વેચીને પણ એના માટે ઘસાઇ છૂટવું જોઇએ ? હું હવે ગોવિંદને અહીં નહિ આવવા દેઉં.

પાછા વળતાં ગોવિંદે રાધાને પૂછ્યું: ' હવે કોઇ દિવસ સાથે આવવાનું નામ દેઇશ ? '

રાધાએ પોતાની સૂગ વ્યક્ત કરતાં કહ્યું: ' આ લોકો ઘણા હલકટ છે. '

' કેમ ? '

' કેમ શું ? ' રાધાએ સામો પ્રશ્ન કરીને, એને રસ્તા ઉપર જે અનુભવ થયો તે કહ્યો.

ગોવિંદ: ' રાધા ! એ બધા માણસના દુર્ગુણો નથી...'

' તો શું જનાવરના છે ? ' રાધા વચ્ચે બોલી ઊઠી.

' એ બધા ગરીબાઇના દુર્ગુણો છે. '

' ગરીબ તો તમે ય છો. તમારામાં એવો એક ય દુર્ગુણ નથી. '

' આ લોકોના આગળ હું ગરીબ જ ન કહેવાઉં. સાચી ગરીબાઇ તો મેંય જોઇ નથી. '

'નહિ તો તમે પણ એવા થઈ જાવ ?'

'એ તો શું કહેવાય, રાધા ?'

'ના. હું ન માનું.'

ગોવિંદ ઊંડા વિચારમાં હોય તેમ થોડીવાર રહીને બોલ્યો: 'રાધા ! દુર્ગુણો નર્યા ગરીબાઈમાં છે એવું નહિ. શ્રીમંતાઈમાં પણ દુર્ગુણો છે. બંનેમાં સરખા હોય છે. પરંતુ ગરીબના દુર્ગુણો ગરીબાઈમાં ઊછરે છે, શ્રીમંતના વિલાસમાં ઊછરે છે.'

રાધા એનો ઈન્કાર કરતાં બોલી: 'હું તમારી એ વાત હવે નહિ માનવાની.'

'હું મનાવવા માગતો પણ નથી.'

'માગો તો પણ માનવા હું તૈયાર નથી.'

'અનુભવ થશે એટલે આપોઆપ એક દિવસ માનીશ.'

રાધા સામી દલીલ કર્યા વગર બોલી: 'ગોવિંદ ! તમે મારું કહ્યું માનશો ?'

'શું ?'

'માનો તો કહું.'

'જાણ્યા સિવાય ?'

'માનવું જ પડશે.'

'કહે તો ખરી.'

'તમે હવે એ લત્તામાં ન જશો.'

ગોવિંદ ભડકયો હોય તેમ ચોંકીને બોલ્યો: 'કયા લત્તામાં ?'

'આપણે જ્યાંથી આવ્યાં ત્યાં.'

'કેમ ?'

'મને એ લોકો બહુ હલકા લાગ્યા છે.'

'તે તું ન આવીશ.'

'તમારે પણ જવા જેવું નથી.'

'એ કેમ બને, રાધા ?'

'બાપુજીને કહી દેઇશ, જો નહિ માનો તો.'

'શું કહીશ ?'

'કહીશ કે એ જ્યાં જાય છે તે એમની બહેન સારી નથી.'

'રાધા ! રાધા ! આ શું બોલે છે ?'

'શું ખોટું બોલું છું ? આપણે ગયાં ત્યારે તમારી એ બહેનના મોંમાંથી કેવા શબ્દો...'

ગોવિંદ વિચારમાં પડી ગયો. એને થયું–બિચારી રાધાને સવિતાના દુઃખનો શી રીતે ખ્યાલ આવે ? એવી વાતો એને કહેવાય પણ શી રીતે ? શો જવાબ દેવો તેની એ મૂંઝવણમાં પડી ગયો.

રાધાને યાદ આવ્યું હોય તેમ એ બોલી ઊઠીઃ 'ભૂલી ગઇ હું તો પૂછવાનું. તમારી બહેને મારા ગયા પછી શું ખાનગી વાત કરી ?'

'તને કહેવા જેવી હોત તો તને બહાર શું કામ કાઢત ?'

'ખાનગી છે ?'

'હા.'

'હું કોઇને ખાનગી વાત કહી દેઇશ એમ તમે માનો છો ?'

'ના.'

'તો કહો.'

'મારી વાત હોત તો કહેત; બીજાની ખાનગી વાત કોઇને ન કરાય.'

'બા-બાપુજીને પણ નહિ ?'

'એ તો જેવો અવસર.'

'રૂપિયા ક્યાં ગયા તે તો કહેશો ને ?'

'એ તો કહેવું પડશે જ ને ?'

'કેમ આપ્યા એમ પૂછશે તો શું કહેશો ?'

ગોવિંદે મોં મલકાવીને કહ્યું: 'કહીશ કે રાધાને પૂછો.'

'હું કહીશ કે હું કંઇ જાણતી નથી. મને બહાર કાઢીને બંનેએ ખાનગીમાં વાતો કરી હતી.'

'હું કહીશ કે રૂપિયા આપ્યા ત્યારે રાધા હતી.'

'પણ તેથી હું તમારો પક્ષ નથી લેવાની.'

'પક્ષ શાનો ?'

'રૂપિયા આપ્યા એ મને બિલકુલ ગમ્યું નથી.'

'કેમ ?'

'એની મદદ કરવાથી એ લોકો સુખી નહિ થાય.'

'ત્યારે ?'

'એ લોકોએ સંસ્કારી બનવું જોઇએ. ગરીબ લોકો ગમે તેમ બોલે......'

ગોવિંદ વળી વાત ત્યાં આવતાં ગૂંચાયો.

રાધા બોલી: 'બા-બાપુજીને કહીશ કે એ રૂપિયા ગોવિંદે પૂરા કરી આપવા જોઈએ.'

'તે શું હું બાપુજીને પાછા નથી આપવાનો ?'

'ક્યાંથી લાવશો ?'

ગોવિંદને આઘાત લાગ્યો. રાધાના મોંમાં આ સવાલ ! એણે રોષમાં કહ્યું: 'ક્યાંથી લાવીશ એ તારે શું કામ છે?'

રાધાને ગોવિંદના આ બદલાયેલા ભાવની ખબર ન હતી. એને તો એ લોકો ઉપર જે ખીજ ચડી હતી એથી જ સવાલ-જવાબ કરી રહી હતી. એણે કહ્યું: 'તમે પૈસા ક્યાંથી લાવશો એ મને કહો.'

'ચોરી કરીને લાવીશ. તારે એની શી પંચાત?'

રાધા રોજનું એનું નિર્દોષ હાસ્ય કરતાં બોલી: 'ગોવિંદને ચોરી કરતાં નથી આવડતી એની મને ખબર છે.'

ગોવિંદને થયું-પોતે રાધા ઉપર ખોટો રોષે ભરાયો છે. એ તો કુમળું ફૂલ છે. દુર્ગંધ દેખી એ કરમાઇ ગયું છે. એની ઉપર રોષ કરવો એ એને ન સમજવા જેવું કહેવાય. એટલે ગોવિંદે પણ સામુ હસીને કહ્યું: 'મજૂરી કરતાં તો ગોવિંદને આવડે છે એ તો કબૂલ કરીશ ને?'

'મારે બસ, તમારી પાસે મજૂરી જ કરાવવી છે.'

'કારણ?'

'પછી કોઈ દિવસ ઉદાર ન થાવ તે માટે.'

'કોઈના માટે તો ખબર નથી, પણ સવિતા માટે ઉદાર જો હું ન થઇ શકું તો હું માણસ ન કહેવાઉં.'

મૂળ વાત યાદ આવતાં રાધાએ પૂછ્યું: 'એટલે તમે ત્યાં ગયા વગર નહિ જ રહેવાના એમને?'

'ગઈકાલે તેં કહ્યું હોત તો ઊંઘમાં કદાચ ના પાડી બેઠો હોત. પણ આજે એની વાત સાંભળ્યા પછી...'

'એ વાત કહો તો જવા દેઇશ.'

'એટલું જ જાણી લે કે એ કહેવા જેવી નથી, અને તેથી ગોવિંદને ગયા વગર ચાલે એમ નથી.'

રાધા હસી પડતાં બોલીઃ 'તો હું બાપુજીને કહીશ કે ગોવિંદને કાઢી મૂકો.'

ગોવિંદઃ 'બાપુજી ગઇ કાલ સુધી તારા જ હતા. આજે એ આપણા બંનેના છે.'

'એમ કહીને જ બાપુજીને તમે પટાવી ગયા છો.'

'પણ બાપુજી જેવી તું તો ભોળી નથી ને ?

'ના. હું તો તમે મારું કહ્યું ન માનો તો...'

રાધા અટકી ગઇ એટલે ગોવિંદે કહ્યું: 'કહી નાખને શું કામ અટકી ગઈ!'

રાધાઃ 'હું તમારી સાથે બોલવાની નહિ.'

'એ તો મને બહુ ગમે. હું નિરાંતે મારું કામ કરીશ.'

'પણ હું બોલીશ નહિ, છતાં કામ તો નહિ જ કરવા દેઉં.'

ગોવિંદે હસી પડીને કહ્યું: 'બસ તારી જોડે હવે વાત નથી કરવી. તને બ્રહ્મા ય નહિ પહોંચે!'

રાધા વિજયના તાનમાં આવતાં બોલીઃ 'બસ! કેવા હરાવ્યા ?'

ગોવિંદ મૂછમાં હસ્યો. પોતે એ રીતે વાત ઊડાવી રાધાને ભુલાવી હતી તે વિજયમાં.



## ૪

ગોવિંદ દિવાળીની રજાઓમાં ઘેર આવ્યો તે વખતે એને ખ્યાલ પણ ન હતો કે એ નવી મુશ્કેલીમાં મુકાઇ જવાનો હતો. રામરાય જેવા મોટા માણસનો ગોવિંદ માનીતો થઈ પડયો હતો, એ ખબર મોહનપરા જ જાણતું હતું એટલું નહિ, પરંતુ બીજે પણ વાતેવાત પહોંચી ગઈ હતી. મોહનપરા તો ગોવિંદના ભાગ્યને વખાણવામાં બાકી રાખતું ન હતું. એવા મોટા માણસને ઘેર રહેવાનું મળ્યું પછી ભણી રહે એટલે નોકરી મળતાં વાર જ શી ? એમના ઓળખાણે એને મોટા સાહેબની નોકરી મળી જવાની એમ મોહનપરાને ગળા સુધી ભરોસો હતો.

ગોવિંદ રજાઓમાં ઘેર આવ્યો તે અરસામાં ત્રણ કન્યા પિતાનાં માગાં એને માટે આવી ગયાં. બકોર ભગત એ સૌ આગળ છૂટી પડયા હતા. એમણે તો કહ્યું હતું કે, છોકરો પોતે જે કહે એ મારે કબૂલ મંજૂર છે. પરંતુ ગોવિંદે કોઈની વાત કબૂલ રાખી ન હતી.

કન્યાની આપલે કરવા માટે મોહનપરા, અને તેની આજુ-બાજુનાં સરખાં પંદર ગામે ગોળ બાંધ્યો હતો. એટલે એ ગામે વચ્ચે કન્યાઓની આપલે થતી. પરઠણ, કુળવાનશાહી, એની મુશ્કેલીઓને લીધે પાટીદારનાં એ ગામોએ વીસ વર્ષથી નવું બંધારણ ઘડી

પંદર ગામનો નવો ગોળ બાંધ્યો હતો. પરંતુ જે દુઃખમાંથી મુક્ત થવા એમણે બંધારણ ઘડયું હતું, તે જ દુઃખ ગોળમાં પેદા થયું હતું. પ્રથમ તો સૌ સરખાં ગામ હતાં, પરંતુ ધીમે ધીમે અમુક ગામોએ પોતાની મોટાઈ આગળ કરી. જે ગામમાંથી થોડા પરદેશ ગયેલા, ભણેલા, અને બહાર વસતા હતા તેવાં ગામોએ જાતે મોટાઈ મેળવી લીધી અને એ પંદર ગામમાંથી એવાં સાત ગામ પોતાને બીજાં કરતાં વિશેષ કુળવાન માની અંદર અંદર કન્યાની આપેલે કરતાં. વિશેષમાં, જે આઠ ગામને પેલાઓ નીચા માનતા, તે ગામવાળાઓએ પણ એમની મોટાઈ માન્ય રાખી હતી, અને પોતાની કન્યા આપવાનો પ્રસંગ આવતો ત્યારે એ સાત ગામમાં કન્યા આપવામાં ગૌરવ માનતા. આમ એક વાડામાં વળી તડ પડયાં હતાં. ઊંચા તડવાળાને કન્યા છૂટથી મળતી ત્યારે નીચેવાળાને મુશ્કેલી પડતી. પૈસા પણ ખર્ચવા પડતા.

મોહનપરા નીચેના તડનું ગામ હતું. ગોવિંદ માટે અત્યાર સુધી ખાસ માગાં આવેલાં નહિ. તેમાં બકોર ભગત પાસે એવી કંઈ મિલકત પણ ન હતી. પરંતુ ગોવિંદ કૉલેજમાં દાખલ થયો, રામરાય જેવા મોટા ન્યાયાધીશે એને દીકરાની જેમ એમને ઘેર રાખ્યો. એટલે એના ભાગ્યની બધાને આશા બંધાઈ. એને દીકરી આપનારને પોતાની દીકરી સુખી થવાની સંપૂર્ણ ખાતરી દેખાવા લાગી. છતાં ગોવિંદ એકેય માગામાં કબૂલ થયો ન હતો.

બકોર ભગતે નહિ કલ્પેલી આ સ્થિતિ હતી. એમને તો લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે કપાળ ન ધોવા જવામાં જ ડહાપણ દેખાતું હતું. પરંતુ નાનપણથી ગોવિંદને એમણે ઉછેરીને મોટો કર્યો હતો એટલે એના પ્રત્યેની માયાનાં બંધન કંઈ વિચિત્ર હતાં. માની માયા હતી, બાપની લાગણી પણ હતી, અને સાથે

પોતે કોઈ શેઠના ચાકર હોય અને તેના પુત્રને ઉછેરીને મોટો કર્યો હોય, તેમ ગોવિંદના પોતે સેવક હોય તેવી તાબેદારી પણ હતી !

એટલે જ્યારે બંને વચ્ચે મતભેદનો પ્રશ્ન હોય ત્યારે બકોર ભગતની વાણી ત્રણ જુદા જુદા ભાવમાંથી પોષણ મેળવીને આવતી. એ કહેતા: 'ગોવિંદ ! ભાઈ ! તું આ સારું નથી કરતો હોં ! આપણે એવા કયા મોટા જબરા થઈ ગયા કે જે પૂછવા આવે તેને ના પાડીએ ?'

'પણ મારે હમણાં લગ્ન નથી કરવું.' ગોવિંદ પોતાના વિચારની મક્કમતા જાહેર કરતો.

'એ ખરું !' બકોર ભગત કહેતા: 'પણ શહેરની એ વાતો અહીં કામ ન લાગે, બેટા ! ગામડાના લોકો જુદો અરથ કરે. કહેશે ભણ્યાનું એને અભેમાન આવી ગયું છે !'

ગોવિંદે કહ્યું: 'મને એવું કોઈ અભિમાન નથી. છતાં કોઈ એવું માની લે એ બીકે શું મારે હા પાડવી ?'

'શો વાંધો છે ?' એ સવાલ આ અગાઉ ગોવિંદને પૂછાઈ ગયો હતો એટલે બકોર ભગતે ન પૂછતાં પોતાની મુશ્કેલી કહી: 'આપણા લોકોને વળ ચડતાં વાર નહિ.' પાંચ વરસ ઉપર બાજુના ગામના એક ભણતા છોકરાએ આગેવાન ગણાતા બેચાર જણને ના પાડી તેથી એ લોકોએ એવી બંધી કરી કે બીજો કોઈ એને ફરી પૂછવા ન જાય. પેલા છોકરાએ ભણી રહ્યા પછી પરણવાની ઇચ્છા બતાવી પણ કોઈ કન્યા આપવા તૈયાર ન થાય ! કન્યા આપવાની ઇચ્છા ઘણાંની થાય પણ આગેવાનોની બીકે હિંમત ન ચાલે !'

ગોવિંદે એ વાત ઉપર હસતાં કહ્યું: 'મને એવી કંઈ પડી નથી.'

બકોર ભગત છેવટ કહેતાઃ 'તું નાનપણથી જ એકરંગિયો છે. કોઈનું માનવાનો નહિ જ ! તું જાણે અને તારું કામ જાણે. તારાં કર્યાં તારે ભોગવવાનાં છે. હું તો આજ છું ને કાલ નથી.'

ગોવિંદ હસીને કહેતોઃ 'દાદા ! બસ તમારે તો એમ જ રાખવું. આ ઉંમરે તમારે ભજન વગર બીજી ભાંજગડમાં પડવું જ નહિ.'

પરંતુ છેલ્લું જે માગું આવ્યું હતું તે જાણીને તો બકોર ભગત ફૂલ્યા ન સમાયા. એમની આંખમાં હર્ષનાં આંસુ આવી ગયાં. એમણે ભગવાનને અંતરમાં પ્રાર્થના કરી કે, પ્રભુ ! ગોવિંદના મોં આગળ તેં છપ્પનભોગનો થાળ પીરસ્યો છે, તો એને ઠોકર ન મારે એટલી બુદ્ધિ પણ ભેગાભેગી આપજે !

આ વાત ઘણી ખાનગી હતી. પંદર ગામના ગોળમાં જે ગામ સૌથી પોતાને ઊંચું માનતું તે ગામની કન્યાનું માગું હતું. વળી છોકરી ભણેલી–ગણેલી અને શહેરમાં રહેતી હતી.

ચંદુભાઈ મોમ્બાસામાં રેલ્વેની નોકરી કરતા હતા. દર ત્રણ વર્ષે સરકારી ખાતામાં એમને રજા મળે એટલે એ દેશમાં આવતા. ગઈ વખતે આવ્યા ત્યારે જ વ્યવહારડાહ્યાઓએ સલાહ આપી હતી કે સુધાને પરણાવીને જ જાઓ. પણ ચંદુભાઈએ એ સલાહ સ્વીકારી નહિ. સુધાને તે વખતે ચૌદમું વર્ષ જતું હતું. પોતે સુધારક વિચાર ધરાવે છે એમ એ માનતા હતા. સારડા ઍક્ટનો ભંગ કરી પોતે સુધાને પરણાવે એ એમને રુચ્યું નહિ. વળી ચૌદ વર્ષની ઉમર પણ એમને કન્યાની લગ્ન માટે નાની લાગતી હતી.

ગયે મહિને એ રજા ઉપર દેશમાં આવ્યા હતા. સુધાને સત્તરમું વર્ષ જતું હતું. અંગ્રેજી પાંચ ધોરણ સુધી એને એમણે

ભણાવી હતી. મોમ્બાસામાં લંડન મેટ્રિકની પરીક્ષા આપવાની પણ સગવડ હતી. પરંતુ નાતમાંથી એવો ભણેલો છોકરો મળવો મુશ્કેલ હતો માની એમણે સુધાનો અભ્યાસ અટકાવ્યો હતો. છતાં પરદેશમાં રહેલી સુધા એટલી ચાલાક અને ચબરાક હતી કે મેટ્રિક થયેલી છોકરી પણ એને પહોંચે નહિ.

એને લાયક કોઈ મૂરતિયો ઉપલા સાત ગામના માનેલા કુળ-વાન ગામોમાં ન હતો. કુળવાન લોકોના છોકરા મોટા થાય ત્યાં સુધી કુંવારા રહે તો એ કુળવાન શાના ? એ મુશ્કેલીને લીધે ગઈ વખત વિવાહ કરવાની સલાહ આપનાર વ્યવહારિયાઓ ચંદુભાઈને હવે ઠપકો આપતા હતા. એમણે બેત્રણ છોકરા જે સાત ગામમાં રહ્યા હતા તેમને બતાવ્યા. ચંદુભાઈને એ પસંદ ન પડયા.

પેલા વ્યવહારડાહ્યાઓ કહેતા: 'જે છે તે ગોળમાં આ શિલક છે.'

ચંદુભાઈએ પૂછયું: 'બીજાં આઠ ગામમાં કોઈ લાયક છોકરો છે ?'

ડાચાં ફાડીને પેલા પૂછતા: 'એટલે તમે શું એ હલકાં ગામમાં કન્યા આપશો ?'

ચંદુભાઈ: 'આપણાં ગામોમાં કોઈ લાયક ન હોય તો શું થાય ? જો હોય અને હું પૈસો ખર્ચવાની બીકે પાછો પડતો હોઉં તો તમે મારો દોષ કાઢો, તે હું કબૂલ કરું. પણ એવો કોઈ લાયક ન હોય તો ગમે તેવાને તો હું મારી સુધા ન પરણાવી શકું.'

છેવટ પોતાના સાત ગામના કુળવાન ગઢમાં કોઈ લાયક મૂરતિયો મોટી ઉમરનો નહિ હોવાનો કારણે કુટુંબે ચંદુભાઈને નીચલાં ગામમાં જવાની છૂટ આપી. અને તેથી જ મોહનપરા તરફ

નજર મંડાઈ. ગોવિંદ સર્વ વાતે લાયક હતો. વળી આવી ભણેલી કન્યા અને વળી કુળવાનના ઘરની એટલે ગોવિંદ તો શું પણ ગોવિંદનો પીર પણ ના નહિ પાડે તેવી વ્યવહારિયાઓને ખાતરી હતી.

મોહનપરાના મુખી મનોરભાઈ ગામના કર્તા કારવતા ગણાતા. એમના મારફત દાણો ચાંપી જોવો એમ માની ચંદુભાઈના વ્યવહારિયાઓએ એમને બોલાવ્યા.

વાત જાણી મનોરભાઈના પેટમાં તેલ રેડાયું. આવા કુળવાનના ઘરની ભણેલીગણેલી કન્યા ગોવિંદને મળે એ તો પોતાનું નાક કપાયા જેવું ગણાય. ગામમાં પોતાનું ઘર લીલું ગણાય, છતાં પોતાના દીકરાને પણ આ સાત ગામમાંથી કન્યા નથી મળી—મોહનપરામાં હજુ એવી એક પણ કન્યા આવી નથી, અને પહેલ થાય છે તે ગોવિંદથી! ઘડીક તે પોતાનો દીકરો ન ભણ્યો તેની એમને બળતરા થઈ.

મનોરભાઈએ પેલા વ્યવહારિયાઓને કહ્યું: 'ચંદુભાઈ આફ્રિકા રહે એટલે વ્યવહારમાં કંઈ ના સમજે. પણ તમને ખબર નથી કે આ તો નેવાંનાં પાણી મોભે ચડાવવા જેવી વાત થાય છે?'

એક વ્યવહારિયાએ કહ્યું: 'અમને તો બધી ખબર છે. પણ શહેરમાં રહેનારને તો, નળનું પાણી ઊંડા કૂવામાંથી મોભની પેલી પાર સુધી પહોંચી જાય છે, એટલે એની ક્યાં પડી હોય છે?'

મનોરભાઈએ કાચું કપાતું જાણી ફેરવ્યું: 'મને તો કંઈ વાંધો નથી. અમારા ગામમાં કન્યા આવે એ તો અમારે ખુશી થવા જેવું. પણ ગામની વાત જવા દો તો પણ, એનું પાછલું તળ તપાસો તો, એની માના ધંધા......ઘર પણ ખાલી......પાછલા સંબંધો પણ......'

ગોવિંદની આ ઊંડી વાત વ્યવહારિયાઓએ ચંદુભાઈને કરી.

ચંદુભાઈએ એક જ જવાબ આપ્યો કે હું તો ફક્ત છોકરાની લાયકી જોઈ કન્યા આપવા તૈયાર થયો છું, પછી એ બધી વાતો જાણીને મારે શું કામ ?

મનોરભાઈએ પાઘડી ફેરવી: 'આ તો ચંદુભાઈ, તમે બહાર રહો એટલે વ્યવહાર સમજો નહિ. લગનની વાતોમાં આવી બધી ચોખવટ ન થઈ હોય તો પાછળ એવું થાય કે ભાંજગડિયાઓએ જાણીને અંધારામાં રાખ્યા. બાકી ગોવિંદ પોતે લાખ રૂપિયાનો છોકરો. વિલાયત જઈ આવેલા મોટા જડજ કંઈ સાહેબના મોંનું પાન હોશિયારી વગર બની જવાય છે ?'

અને પોતે ગોવિંદ પાસે હા પડાવશે, એવું બીડું ઝડપી મનોરભાઈ મોહનપરે પાછા આવ્યા. છતાં ઊંડે ઊંડે મનમાં એવું તો ખરું કે ગોવિંદે બીજાને જેમ ના પાડી છે તેમ આને પણ ના પાડે તો સારું !

મનોરભાઈએ બકોર ભગતને વાત કરી. ભાર મૂકયો કે પોતે આ બધું ગોઠવીને આવ્યા હતા. એ લોકોનું મન મોહનપરામાં કરવાનું ન હતું. પરંતુ મેં કહ્યું કે, પંદર ગામના ગોળમાં ગોવિંદ જેવો એક છોકરો હોય તો બતાવો. કુટુંબના ખાઈબદેલા તો શાના હા પાડે ? પણ મેં ચંદુભાઇને એવી ગોળ ચોપડીને વાત કરી કે એમણે હા પાડી. મને કહ્યું કે એની પાસે હા પડાવો. એને ભણવાની કે નોકરી શોધવાની ચિંતા કરવી નહિ પડે. ભણવું હશે ત્યાં સુધી હું પૈસા આપીશ. પછી આફ્રિકા લેઈ જઈશ. છોડી પણ દેખાવડી, ઉમર લાયક અને અંગ્રેજી ભણેલી છે. હવે તમારા ગાંડા ગોવિંદને સમજાવવાનું કામ તમારા માથે છે. મોં સુધી આવેલો અમૃતનો પ્યાલો એ તરછોડી ન કાઢે એ જોજો

બકોર ભગતનો આખો કોઠો હર્ષથી ઊભરાઈ ગયો. એમણે

મનોરભાઇને કહ્યું: 'મુખી! ગોવિંદ છે તો એકલકાંડગો. પણ આ વેળા હું એની હઠ નહિ ચાલવા દેઉં.'

મનોરભાઈ: 'એને બે વાનાં કહેજો. આ એના એકલાનો સવાલ નથી. આખા ગામનો સવાલ છે. મોહનપરામાં ઉપલા ગામની આવી એક કન્યા આવશે, એટલે બીજા લોક પણ આપતા થશે.' અને સહેજ રહીને ઉમેર્યું: 'ક્યોને, એમ હોય તો હું એને દબાવીને કહું.'

'ના, ના,' મુખીના બોલ સમા બકોર ભગત પોકારી ઊઠયા: 'એવી ઉતાવળ ન કરશો. એણે એક વખત ના પાડી તો હા નહિ પાડે. જરૂર પડશે ત્યારે હું તમને બોલાવીશ. આ વેળા એની રગ જોઇને કામ લેવું પડશે.'

મનોરભાઈ મનમાં બબડતા વિદાય થયા: 'છોકરાને એવાં લાડ લડાવીને જ ચડાવી માર્યો છે. બાકી માબાપનો બોલ છોકરો શું ઉથાપતો હતો?' છેલ્લે પોતાને મન ગમતું કલ્પી લીધું: 'મને ખાતરી જ છે એને ખાંડ-ગોળની ગમ નથી એટલે માથું જ ધુણાવવાનો.' અને પોતાની ફરજ બજાવ્યાનો સંતોષ અનુભવ્યો: 'આપણે તો આપણી ફરજ બજાવી. પછી ધણીને સૂઝે તે ખરું!'



૫

શિવશંકર મહારાજ છેલ્લા ચાર માસથી પથારીવશ હતા. ચંદ્રની કળામાં જેમ વધઘટ થાય તેમ એમના દરદમાં થયા કરતું. પરંતુ હવે એમને નહિ મટે એમ સૌને ખાતરી થઈ ગઈ હતી. એ પોતે પણ પોતાની સ્થિતિ જાણતા હતા. એમની સ્થિતિ વધતી ઓછી ખરાબ છે કે કેમ એ જાણવાનું બેરોમિટર પોપટ હતો. નારણ પોપટ મરી ગયા પછી આ નવો પોપટ પાંચ વર્ષથી પાળ્યો હતો. પરંતુ એ નારણને ચડે તેવો આવાળુ હતો. એ તીણી ચીસો નાખતો હોય ત્યારે રસ્તામાં જનાર–આવનાર પણ સમજી જતાં કે મહારાજને વધારે દાખર્યું લાગે છે.

છેલ્લા બે માસથી પોપટનું પાંજરું એમના ખાટલા નજીક લટકાવેલું રાખવું પડતું. પગ આગળ ઊંચે એ લટકાવેલું હતું એટલે અંદર રહ્યાં રહ્યાં પોપટ શિવશંકરનું મોં જોઈ શકતો. બે ત્રણ વખત એ પાંજરું ત્યાંથી દૂર ખસવવા પ્રયત્ન કરેલો, પરંતુ એટલું અંતર પોપટથી ન સહેવાતું હોય તેમ એ ઘર ગજવી મૂકતો. છેવટ સુધી પથારીથી દૂર એ ન ખસ્યો તે ન ખસ્યો. એ વખત શિવશંકર છેલ્લી ઘડી પર પણ આવી ગયેલા. છેલ્લો વખત પુણ્યદાન પણ કરી નાખ્યું હતું. એવી ઘડીએ પોપટ પાંજરાની સળી ચાંચમાં

ચાલી એવી કરુણતા ઊભી કરતો કે જાણે હમણાં એનો જીવ નીકળી જશે.

શ્રદ્ધાળુ કોઈ ભક્તો એવું પણ માનતા હતા કે આ પોપટ જ એમની અવગતિ કરવાનો છે. મરતી વખતે એ આમ કરુણતા ઊભી કરશે એટલે સ્વાભાવિક મહારાજનો જીવ છેલ્લી ઘડીએ પોપટમાં રહી જશે. એ દૃષ્ટિએ જ એનું પાંજરું ઊઠાવી લેવાના પ્રયત્ન થયા હતા. પરંતુ મહારાજે પોતે પછી એને ત્યાંથી દૂર ન કરવાની સૂચના આપી હતી.

ગોવિંદ રજાઓમાં ઘેર આવ્યો ત્યારથી બને તેટલો વધારે સમય એ મહારાજના ખાટલા આગળ બેસવા જતો. દાદા તરફ એને જેટલી ભક્તિ હતી તેટલી જ ભક્તિ એને મહારાજ પ્રત્યે હતી. બંનેનાં લાડ એણે સરખાં માણ્યાં હતાં. દાદા આગળ તે પોતાના પક્ષનો જેટલો આગ્રહ રાખતો તેટલો મહારાજ આગળ રાખી શકતો નહિ. નમતું મૂકી દેવાની પૂજ્યભાવને લીધે એનામાં લાગણી જન્મતી. પરંતુ મહારાજ બહારથી દેખાતા તે કરતાં વધુ બુદ્ધિશાળી, સમજણવાળા અને સુધારક ગોવિંદને લાગ્યા હતા. ન પરણવાની એની દરખાસ્તને એમણે જ ટેકો આપ્યા કર્યો હતો. અને તેથી જ દાદા આગળ એ મક્કમતાથી ઊભો રહેતો. દાદાની લાગણી એને મુશ્કેલીમાં મૂકી દેતા. પરંતુ એવો પ્રસંગ આવતાં એ મહારાજ પાસે દોડી જતો. મહારાજ ભગતને સમજાવી લેતા.

એટલે આ નવો પ્રશ્ન આવતાં બકોર ભગતે પ્રથમ મહારાજને વાત કરી. બધી રીતે યોગ્ય છે તે સમજાવ્યું. મહારાજ દર વખત બકોર ભગતને એક વાત કરતા કે, ભણેલા છોકરાને લાયક કન્યા ન હોય તો એની જિંદગી ધૂળ થાય. પણ એ મુશ્કેલી આ વખત ન હતી.

દર વખત ગોવિંદનો પક્ષ કરનાર મહારાજ આ નવી દરખાસ્ત સાંભળી વિચારમાં પડી ગયા. છેલ્લા ત્રણ દિવસથી એમની તબિયત વિશેષ બગડતી હતી. થોડું બોલતાં ઉધરસ જોરથી ચડી આવતી. એટલે પૂરતો વિચાર કરી લીધો હોય તેમ મહારાજે બોલ્યા વગર આંખથી ઇશારત કરી બકોર ભગતને સંમતિ આપી.

ભગતનું આખું મોં ખિલખિલાટ થઈ રહ્યું. હર્ષના આવેશમાં મોંમાંથી થૂંક ઊડતાં શબ્દો નીકળ્યાઃ 'તો મહારાજ! તમારું કહ્યું એ નહિ ઠેલે. તમે એને ગમે તે ઉપાયે હા પડાવો.'

મહારાજે કહ્યુંઃ 'હું એને સમજાવીશ.'

'સમજાવીશ નહિ, મહારાજ! હા પડાવો.'

મહારાજના ફિક્કા પડી ગયેલા મોંમાં હાસ્યની તેજી પુરાઈ.

'કહેતા હો તો હમણાં એને તમારી પાસે મોકલું.' બકોર ભગતે ઇંતેજારી બતાવતાં કહ્યું.

'ના, ના,' સૂતાં સૂતાં ડોકું ધુણાવીને મહારાજે ઉમેર્યુંઃ 'આજે હજુ એ મારી પાસે આવ્યો નથી.' એટલું બોલતાં ઉધરસ ચડી આવી એટલે પાસુ ફેરવી એમણે ઉધરસ ખાઈ લીધી. મોંમાં ગળફો આવ્યો તે ખાટલા નીચેની થૂંકદાનીમાં કાઢ્યો. અને થોડો શ્વાસ લેઈ એ બોલ્યાઃ 'એ આવશે એટલે હું મારી મેળે પતાવીશ.'

ગોવિંદ આવ્યો એટલે મહારાજે કહ્યુંઃ 'ગોવિંદ, મારે તને બે વાનાં કહેવાં છે.'

'કહો, મહારાજ.'

ત્યાં ઉધરસ ચડી આવી એટલે થોડીવાર લાગી.

'ગોવિંદ! મને લાગે છે કે મારો જીવ સવિતામાં ભરાઈ રહ્યો છે. એ બિચારીને માથે નાની ઉમરમાં દુઃખ પડવામાં...'

હાંફ ચડવાથી મહારાજ બોલતા અટક્યા.

દુઃખની પરાકાષ્ટા મહારાજ જાણતા ન હતા. બાકી જાણતા સમો એમનો જીવ જતો રહે એની ગોવિંદને ખાતરી હતી.

ગોવિંદે કહ્યું: 'મહારાજ ! તમે એની ચિંતા ન કરશો. હું અમદાવાદમાં છું. મારાથી બનશે તેટલી હું સંભાળ રાખીશ. મેં એને મારી મોટી બહેન માની છે એટલે ભાઇ તરીકે હું એનું દુઃખ...'

મહારાજ: 'ગોવિંદ મને ખાતરી હતી જ કે તારી પાસેથી એવો જ જવાબ મળશે. છતાં તારે મોંએ એ સાંભળીને મને સંતોષ થયો.' અને મહારાજે નર્મદા, તે વખતે ત્યાં થઇ રસોડામાં જતી હતી તે તરફ ઊંડી ગયેલી આંખ ફેરવતાં કહ્યું: 'બીજી ચિંતા મને આની છે.'

ગોવિંદની આંખમાં આ વખતે પાણી આવી ગયું.

મહારાજ એ રીતે એને પીગળાવવા માગતા હતા એટલે એ થોડી વખત મૂગા રહ્યા.

ગોવિંદે ખાલી આશ્વાસનના શબ્દો તરીકે કહ્યું: 'મહારાજ ! હું તો માનું છું કે તમને મટશે.'

મહારાજે કહ્યું: 'મને મોતની બીક નથી, હોં ભઈ ! જો તારું અંતર ના કહેતું હોય તેવું બોલવાની જરૂર નથી. મને લાગે છે તે એ જ કે, આ કળિયુગ છે. કાલ ઊઠીને નવો પૂજારી કેવો આવ્યો કે કેવો નહિ.' શ્વાસ ચડી આવતાં એ અટક્યા, ને બોલ્યા: 'સાસુ-વહુને અને મા-દીકરાને ભેગું નથી ગોઠતું ત્યાં... પણ ભગત છે ત્યાં સુધી મને એની ચિંતા નથી.'

ગોવિંદની આંખમાં પાણી હતું. એ કંઈ ન બોલ્યો.

મહારાજ સહેજ રહીને: 'જો ગોવિંદ ! આ બંને ચિંતા જાણે મેં મૂકી દીધી છે. હવે એક વાત રહે છે.'

'શી ?' ઉત્સુકતાપૂર્વક ગોવિંદે પૂછ્યું.

'તું પૂરી કરે તો કહું.'

'મારાથી થાય તેવી હશે તો કરીશ.'

'તારાથી થાય એવી છે.'

'તો કહો.'

'એમ નહિ.'

'ત્યારે ?'

'વચન આપ.'

'કેવું ?'

'મારું વેણ નહિ ઉથાપે.'

ગોવિંદ અટકયો. એણે શંકાની દૃષ્ટિએ મહારાજ તરફ જોયું. અને ઉમેર્યું: 'મહારાજ ! તમને મારામાં વિશ્વાસ નથી ?'

'તો ગોવિંદ !' એટલું બોલતાં ઉધરસ ચડી આવી. ગળફા કાઢયા પછી કહ્યું: 'મરતી વખતે હું કંઇ તારું અહિત થાય એવું તો નહિ માગું, એની તું ખાતરી રાખજે.'

'મહારાજ ! મહારાજ ! અત્યાર સુધી તમે મારું હિત જ ઇચ્છયું છે, તો હવે અહિત ઇચ્છો એવું મને સ્વપ્ને પણ લાગતું નથી.'

'તો વચન આપ.'

'મારું વચન છે.' ગોવિંદે લાગણીભીને હૈયે બોલી નાખ્યું.

'તો આ વખતે દાદાનો બોલ પાછો ના ઠેલીશ.'

'એટલે ?'

'લગનની વાત છે, ગોવિંદ !'

'મહારાજ !' ગોવિંદનો અવાજ ફાટી ગયો.

મહારાજ મહાપરાણે બોલ્યા: 'અત્યાર સુધી હું તારા પક્ષમાં હતો એ તને ખબર છે. ભણતા છોકરાઓની ભાવના હું સમજું છું અને બીજી બાજુ વ્યવહાર પણ સમજું છું. એ બેઉ રીતે આ વખતે ના કહેવા જેવું નથી...' ઉધરસ શરૂ થઇ હતી છતાં મહારાજ બોલ્યે ગયા.

ગોવિંદ નીચું જોઇ રહ્યો હતો. એની આંખમાંથી આંસુ ટપકતાં હતાં. પરંતુ ખાટલામાં સૂતેલા મહારાજને એ દેખાતાં ન હતાં.

'ગોવિંદ !......' મહારાજ આગળ બોલે તે પહેલાં ગોવિંદે આંસુ લૂછી ગળગળા સાદે કહ્યું: 'મહારાજ ! તમારી પાસેથી મેં આવી આશા નહોતી રાખી.'

'બેટા ! મેં તારી આશાનો ભંગ નથી કર્યો.'

'મહારાજ ! જે છોકરીને મેં જોઈ નથી. કંઈ જાણતો નથી...'

'છોકરી દેખાવડી છે, અંગ્રેજી પાંચ ભણેલી છે, પરદેશ રહેલી છે અને ઉમર લાયક છે. ભવિષ્યમાં તને ધંધે વળગાડવામાં પણ તેનો બાપ કામમાં લાગશે. આટલી વાત જાણી મેં તારી પાસે વચન લીધું છે. એમાંથી કંઈ ખોટું હોય તો મારા વચનથી તું છૂટો.' શ્વાસ ચડયો છતાં મહારાજ એકીસાથે પૂરું બોલીને જ અટકયા.

ગોવિંદ આગળ આવી કોઈ વાત હજુ સુધી આવી ન હતી,

એટલે મૂળ પ્રશ્નને વીસરી એણે પૂછ્યું: 'દાદા સાથે મારે આવી કોઈ વાત નથી થઇ.'

મહારાજે કહ્યું: 'આજની વાત છે. ચંદુભાઈ કરીને કોઈ આફ્રિકાથી આવ્યા છે એમની દીકરીની વાત છે. સુધારક છે એટલે, બાકી દાદા કહેતા હતા કે એ ગામવાળા મોહનપરામાં કન્યા જ ન આપે!'

ગોવિંદે કહ્યું: 'પણ મહારાજ! મારે હમણાં નથી પરણવું તેનું શું?'

મહારાજે કહ્યું: 'બેટા! માણસની દરેક ઇચ્છા ઓછી પૂરી થાય છે? મારી ઘણી ઇચ્છા હતી સવિતાને સુખી જોવાની પણ...એમ તારી ઇચ્છા ભગવાનને પૂરી નહિ કરવી હોય.'

ગોવિંદના મગજમાં વિચારોનું ઘમસાણ મચી રહ્યું હતું એટલે હાલ એ ચર્ચા ન કરતાં, એ ઊઠી ગયો. મહારાજ પણ હવે વાત લંબાવવા નહોતા માગતા એટલે એને જવા દીધો.

ગોવિંદે ઘેર જઇને દાદાને શી વાત હતી તે હકીકત પૂછી. એક અજ્ઞાત છોકરી–સુધા–એના આંતરચક્ષુ આગળ ખડી થઈ. અને કાનમાં ગૂંજતા હતા મહારાજના શબ્દો 'ભગવાનની ઇચ્છા!'

જે ગોવિંદ અત્યાર સુધી હાલ લગ્ન નથી કરવું એટલો જ સવાલ વિચારતો હતો, તે આગળ વિચારવા લાગ્યો. ભવિષ્યમાં પોતે લગ્ન કરવા માગે છે કે નહિ? જો લગ્ન કરવા માગતો જ હોય તો વરસ બે વરસનો પ્રશ્ન એ કંઈ એવો મોટો નથી. લગ્નમાં પોતે શું ઇચ્છતો હતો? કન્યાની લાયકી કે બીજું? ગોળમાંથી આના કરતાં વધારે લાયક કન્યા કયાંથી મળવાની હતી? કન્યાનો બાપ પોતાને કન્યા આપવા તૈયાર થયો હતો તેનું કારણ એક પોતાનું ભણતર હતું. એવો કોઈ સુધારક, જે કુળનો અને પૈસાનો મોહ

છોડી, એક લાયકાતના ધોરણે જ તૈયાર થયો હોય તો એવા પગલાને આવકારવું કે અવગણવું? અને પોતાનામાં એવી કઈ ભારે લાયકી હતી? પોતાને એલએલ. બી. થઈ વકીલ થવું હતું, પરંતુ દીલ્હો હજુ દૂર હતું. પોતાને પહોંચવાની શ્રદ્ધા હતી, છતાં આજે તો એના પિતા કૉલેજમાં એક છોકરો છે, એટલી જ હકીકત ઉપર હિંમત કરતા હતા ને? ધંધે વળગાડવાની કે લેવડદેવડની કોઇ લાલચથી નહિ, પણ એક સુધારક પિતાની હિંમતની ખાતર પણ પોતે હા ન પાડવી જોઇએ? જે રીતે વાત થઈ છે તે રીતે બધી હકીકત હોય તો ના પાડવાનું કારણ શું? ફક્ત હમણાં લગ્ન એ વૃત્તિ નથી કરવું એ જ કે બીજું?

ગોવિંદ મનમાં ને મનમાં શરમાયો. ના પાડવામાં અંદરના ખૂણામાં બીજી પણ વૃત્તિ ઊંડે ઊંડે હોય તેમ એને લાગ્યું. વળી સામે જોતાં એને સંકોચ થતો હોય તેમ દેખાયું.

એણે વિચારમાં આંખ બીડી દીધી. એ કાર્યકારણમાં પડયા વગર પોકારી ઊઠયો: 'મારે હમણાં નથી પરણવું, બસ! એ જ નિશ્ચય બરાબર છે!'

અને રાતે ઊંઘવાનો પ્રયત્ન કરતાં એણે નક્કી કર્યું કે, મહારાજને સવારમાં કહી દેવું કે જોઇએ તો મારું માથું લો, પણ મારું એ વચન ફોક કરો. એ વચન હું પાળીશ તો મારું જીવન ધૂળ થઈ જશે. મારા ભલા માટે તમે વચન લીધું છે, તો મારા ભલા ખાતર એ ફોક કરો.

ગોવિંદને ખાતરી હતી કે પોતે અંતર ખોલીને વાત કરશે તો મહારાજ દાદાને ખાતર લીધેલું વચન જરૂર ફોક કરશે. ગામમાં એ એટલા જ અત્યાર સુધી મને સમજ્યા છે, તો આ વખત

નહિ સમજે એમ નહિ. આમ વિચારતો ગોવિંદ ક્યારે ઊંઘી ગયો તેની એને ખબર ન પડી.

પરંતુ વહેલા પરોઢિયે દાદાએ એને જગાડયો. એની ઊંઘ હજુ અધૂરી હતી એટલે આંખ ઝટ ન ઉઘડત પણ દાદાના શબ્દ સમો એ બેઠો થઈ ગયો. મહારાજે દેહ છોડયો!

ગોવિંદ શું રડતો હતો એની જ એને ખબર ન હતી. ગામમાં તે દિવસે નર્મદા કરતાં પણ વધારે કોઈએ આંસુ પાડ્યાં હોય તો ગોવિંદે!

ગામમાં તે દિવસે બે જણની વધુ તારીફ થઇ. એક પોપટની, જેણે મહારાજનો જીવ ગયો તે જાણતાં પાંજરાના સળીઆમાં ચાંચ ઘાલી, માણસ ગળે ફાંસો ખાઈ જીવ કાઢે તે રીતે. જીવ કાઢયો હતો. આમ સ્નેહી પાછળ મરવાની જે ભાવના મનુષ્યમાંથી અલોપ થઇ હતી, તે કળિયુગમાં એ પક્ષીએ આચરી બતાવી!

બીજી તારીફ ગોવિંદની થતી હતી. મહારાજ સાથે માયા તો આખા ગામને હતી. ભગતને પણ સૌથી સારી હતી. એમની પત્ની નર્મદાને હોય એ તો સ્વાભાવિક હતું. દરેકને પ્રમાણમાં વત્તોઓછો શોક થયો હતો. આંસુ પણ આવ્યાં હતાં. છતાં ગોવિંદથી બધાં હેઠ!

લોકો કહેતા---અંગ્રેજી ભણેલો છોકરો પારકા ઉપર આટલી માયા રાખી રડે એ તો આજ ગોવિંદમાં જ જોયું!

★

# ૬

કુળવાન ઘરનો નબીરો વિધુર થાય, અને સ્મશાને જ એના વિવાહની વાત થાય તેમ, સ્મશાને જ નવા પૂજારીની વાત છેડાઈ. કોણે સૂચન કર્યું તે તો ખબર ન રહી, પણ એ દિવસે જ કસ્તુરશેઠના કાન્તિએ ગામમાં વાત વહેતી મૂકી કે ચંદ્રકાન્તને પૂજારી તરીકે રોકી લેવામાં આવે તો શો વાંધો ?

શિવશંકરના મૃત્યુનો શોક હતો, છતાં એને ઘડી વિસરી ભક્તિભાવવાળાં હૈયાં એ દરખાસ્તથી ડોલી ઊઠયાં. શું ગિરિધરની અકળકળા છે ! હાજરાહજૂર દેવ તે આનું નામ ! દેવને શોધતો પૂજારી વખતસર આવી પહોંચે જ !

ચંદ્રકાન્ત ૨૫–૨૭ વર્ષનો નવજુવાન કથાકાર હતો. એક મહિનાથી એ ગામમાં રામાયણની કથા કરતો. મંદિરમાં મુકામ હતો એટલે મહારાજની માંદગીમાં સવારસાંજ એ દેવપૂજા કરતો હતો. કથા કહેવાની એની ઢબ એવી આબેહૂબ હતી કે કથા શબ્દોમાં એ ખડી કરતો. એથી ભક્તજનો એનાથી મોહિત થયાં હતાં. જુવાનિયાઓ એની ગાવાની કળાથી એના ઉપર વારી ગયા હતા. ભજન એવાં સરસ ગાતો કે ઘડી મીરાં જ ગાતી હોય તેવું લાગતું. વળી દિવસે જુવાનિયાઓ એકઠા થયા હોય ત્યારે ગીત અને સિનેમાનાં ગાયન

પણ એટલા જ ભાવપૂર્વક એ ગાતો. કસ્તુર શેઠનો કાન્તિ એના ઉપર ગાયનને લીધે આશક થયો હતો.

અમદાવાદથી ગોવિંદ આવ્યો ત્યારે એને પણ ચંદ્રકાન્ત બીજા કથાકારો કરતાં જુદો હોય તેમ પહેલે દિવસે જ ખાતરી થઇ હતી. કથા તો એ રામાયણની કરતો હતો, પરંતુ વચ્ચે વચ્ચે એ જમાનાને અનુરૂપ દૃષ્ટાંત આપતો હતો.. તેમાં ચાલુ જમાનાનાં રૂઢિરિવાજો વિષે પણ સુધારકની ઢબે ટીકા કરતો અને તેને નાબૂદ કરવા ભાર દેતો હતો.

ચંદ્રકાન્તના પરિચયમાં ગોવિંદ આવ્યો ત્યારે એને એનામાં સમજણપૂર્વકનું જ્ઞાન હોવાની ખાતરી થઇ. એણે થોડો વખત નાટકમાં પણ કામ કર્યું હતું. સત્યાગ્રહની ચળવળમાં પણ એ છ મહિના જોડાયો હતો. ભણેલો તો એ ગુજરાતી જ હતો, પરંતુ સત્તાવીસ વર્ષની નાની જિંદગીમાં એણે મુસાફરી વધુ કરી હતી. બાર વર્ષનો હતો ત્યારથી અનાથ થયો હતો એટલે જીવનના પણ હડસેલા ઓછા ખાધા ન હતા. છેલ્લા ત્રણ વર્ષથી એ કથાકાર થયો હતો. એમાં એને સારી સફળતા મળી હતી.

દેખાવે પાછો એ ગુલાબી હતો. ગવૈયાની જેમ એ લાંબા વાળ રાખતો. પહેરણ પહેરી એ કથા કહેવા બેસતો ત્યારે ખભે ખેસ નાખતો. મોટું કપાળ, ગોરું મોં, લાંબી આંખો, અને પડછંદ દેહ એવો સુંદર દેખાતો કે મોરલી હાથમાં લે તો કનૈયો જ જોઇ લો !

મહિનાથી એ ગામમાં હતો, છતાં વર્ષોથી હોય તેટલી પ્રીતિ લોકો તરફથી એણે મેળવી હતી. શિવશંકર મહારાજ અને નર્મદા ગોરાણીને પણ એ પુત્ર જેવો લાગતો હતો. મહારાજની એણે સારી સેવા કરી હતી.

એ ચંદ્રકાન્તની પૂજારી તરીકે વાત વહેતી શરૂ થઇ ત્યારે સ્વાભાવિક ઘણાંએ વગર વિચારે જ પોતાની ખુશી વ્યક્ત કરી. કોઈએ શંકા પણ બતાવી કે આવો કથાકાર એમ શાનો મોહનપરામાં રહી જાય? ત્યારે બીજે પક્ષે એમ પણ કહ્યું કે, ના કેમ રહે? કથાકાર તરીકે ગામેગામ આથડવું તે કરતાં એક જગાએ કાયમનું રહેવાનું મળે તો કોણ ના પાડે? અહીં શું દુ:ખ છે? મોટું મંદિર છે. મંદિરને નામે પચ્ચાસ વીઘાં જમીન છે. બેઠાં ખાવાનું છે. કોઇની તાબેદારી નથી. ધાડ મારવી પડે એવું ભારે કામ નથી. મંદિરની પૂજા કરવાની અને મરજીમાં પડે તો વારતહેવારે કથાકીર્તન કરવાનું. જો ગામ કહેતું હોય તો, મૂરખ હોય તો જ એ ના પાડે!

શિવશંકરને રાખવામાં બ્રાહ્મણોને વિરોધ જ હતો, તેવો આ નવી દરખાસ્ત આવતાં એમણે વિરોધનો ઈસારો કર્યો. એકને એમ રખડતો આવ્યો ને રાખ્યો તે એણે વિધવા ઘરમાં ઘાલી. હવે એવા બીજા રખડતાને ઘાલો એટલે ગામની કોઇ વિધવાને......

પણ વાત એટલી ઝડપી ગતિએ ચાલતી હતી કે ચાર દિવસમાં જ એ દરખાસ્ત ગામે સ્વીકારી હોય તેમ ચંદ્રકાન્ત પાસે માગણી આવી.

દરખાસ્ત મૂકાવી હતી મનોર મુખી પાસે. ધર્માદાનો વહીવટ એ કરતા હતા. પરબડી, ચબૂતરી, સદાવ્રત, મહાદેવ, દરેક ખાતામાં એમની દાઢ ગળી થતી હતી. પરંતુ મંદિર એક જ એવું ખાતું હતું કે ગામમાં સૌથી મોટી ધર્માદા મિલકત હતી છતાં એમાંથી એમણે કંઇ મળતું નહિ. ખાલી હિસાબ લખવો પડતો એટલું જ. કારણ કે, હિસાબ સિવાયની બધી લેવડદેવડ અને સાંથભાગનો વહીવટ શિવશંકર મહારાજ કરતા. એ એટલા ચોખ્ખા હતા કે એમની વિરુદ્ધ કંઈ બને એવું ન હતું. એટલે આ નવી દરખાસ્ત આવતાં

મનોર મુખીએ તરત વધાવી લીધી. મહારાજ લહેરી છે, શોખીન છે અને વળી જુવાન છે એટલે એ વહીવટમાં બહુ માથુ નહિ મારે અને પોતાને એમાંથી ઠીક ઠીક લાભ ઊઠાવતાં ફાવશે, એ એક જ ગણતરી મગજમાં ગોઠવાઈ જતાં મનોર મુખીએ પોતાની સંમતિ આપી દીધી.

જે પક્ષે મૂળ દરખાસ્ત આણી હતી તેમને બીક હતી કે મનોર મુખી વિરોધ કરશે. પરંતુ બન્યું એથી ઊલટું જ! બિચારા એ પક્ષને એની ઊંડી ગતાગમ ન હતી. મનોર મુખીનો એમાં બીજો પણ ઉદ્દેશ હતો. જે પક્ષ આ દરખાસ્ત લાવ્યો હતો તે જ એમના ધર્માદા વહીવટની ટીકા કરતો હતો. એટલે એ પક્ષને આ કામમાં સંમતિ આપવાથી એ જરા શાંત પડશે, એ એક વાત, અને મંદિરમાં કંઇ ગેરવહીવટ જેવું બનશે તો એ પક્ષને દબાવતાં ફાવશે, એમ એવડી ચાલ મનોર મુખીની હતી.

ચંદ્રકાન્ત ના ન પાડે, તે માટે બીડું ઝડપ્યું હતું કસ્તુર શેઠના કાન્તિએ. કાન્તિ વાણિયાનો દીકરો હતો છતાં ગુણ રાજવંશીના હતા. શહેરમાં જઇ એ નાટકસિનેમા કરતો. સોનાચાંદીનો સટ્ટો કરતો. અને કોઇ કોઇ તો એથી પણ આગળ લંબાવતા. ઘરમાં પણ એણે થાળીવાજું વસાવ્યું હતું. હાર્મોનિયમ ઉપર ગાયન ગાતો. બે વખત જમીને સિગારેટ પીતો. બાકીને વખતે દેશી બીડીથી ચલાવી લેતો તે પણ કસ્તુર શેઠની બીકે જ. કપડાંમાં કાન્તિનો નંબર ગામમાં પહેલો આવતો. કોઈ પણ નવો કટ, ખમીસ કે કોટનો આવ્યો તો એ નમૂનો કાન્તિ પાસે પહેલો આવે જ.

આટલો વૈભવ કસ્તુર શેઠે બળ્યાઝળ્યા સહન કર્યો હતો. વેપારમાં એ લક્ષ આપતો નહિ એટલે શેઠ દિવસમાં બે ત્રણ વખત શાપ આપતા જ કે, આવા ધંધા કરશો તો ભીખ ના માગવા વારો આવે તો મારો બાપ વાણિયો નહિ.

પરંતુ શેઠનું કાન્તિ કાને ધરતો નહિ, તેનું કારણ મણિ શેઠાણી હતાં. હંમેશાં તે પુત્રનો પક્ષ લેતાં. કાન્તિ એમનો એકનો એક દીકરો હતો. મોહનપરામાં લક્ષ્મી પણ કસ્તુર શેઠને જ વરી હતી. અને એનાથી ચળ્યા વગર વાપરવામાં જો કોઈ સૌથી પાછળ હોય તો કસ્તુર શેઠ. એથી મણિ શેઠાણીનો જુવાનીમાં પણ ઓળતો પૂરો થયો ન હતો. એટલે તે કંજુસ સ્વભાવના શેઠથી ત્રાસી ગયાં હતાં. દીકરાનો પક્ષ લેતાં એ હંમેશાં શેઠને ડારતાં હતાં: 'કરમમાં ભીખ હશે તો કોઇ મિથ્યા કરનાર નથી. પણ ભગવાને આપ્યું છે ત્યારે એકનો એક છોકરો ભોગવે તે ય તમારાથી ખમાતું નથી ?'

'તું જ એ છોકરાને ખરાબ કરવાની છે.'

'હું શું, તમે જ ખરાબ કરવાના છો.'

'હું શી રીતે ?'

'જે છોકરાને મનમાન્યું વાપરવા ન મળે તે જ મોટપણે સ્વતંત્ર થતાં બગડે છે.'

'મોટપણે બગડશે એ તો કોને ખબર છે ? પણ આ તો અત્યારથી જ...'

'જેના કરમમાં ભોગવવાનું લખ્યું હોય તે ભોગવે. ના લખ્યું હોય તે છતે પૈસે દુઃખી જ રહેવાના.'

કાન્તિ માટે આ જાતની ચર્ચા શેઠ–શેઠાણી વચ્ચે રોજની થઈ લાગી હતી. તેમાં કોઇ હાર્યું–જીત્યું નહિ, પણ કાન્તિ આગળ વધતો ચાલ્યો.

અને વાત ઠેઠ એટલે સુધી પહોંચી કે શની વાળંદણના છોટિયાના વહુ ચંચળ સાથે એને આડો સંબંધ છે એ ગામમાં ચર્ચાનો વિષય બની. છોટિયો કાન્તિ કરતાં ત્રણ વર્ષ મોટો હતો. બંને

પરણેલા હતા, ૧૪–૧૫ વર્ષની ઉમરે બાળપણમાં. ચંચળ પણ ખાસ્સી તેવીસ વર્ષની હતી. વાળંદને ઘેર જન્મી હતી એટલું જ, બાકી નાગરની કન્યા હોય તેવું દેહકર્મી શરીર હતું. ચાલાકી પણ એટલી જ હતી.

શેઠને કાને એ વાત આવી ત્યારે એ સમસમી ઊઠયા. મણિ શેઠાણીને એમણે ઉધડાં લીધાં. પણ શેઠાણીનો જન્મથી સ્વભાવ હતો કે પોતાની ભૂલ કબૂલ ન કરવી. એણે શેઠને દબાવતાં ઊલટું કહ્યું: 'તમે આમ આકળા થઈને શું કાઢશો? તમારી જાંગ તમે ઉઘાડી કરશો કે બીજું?'

'એટલે શું એને એવાનાં કહેવાં નહિ?'

'કહીને શું વળવાનું છે?'

'કેમ?'

'એ છોટિયો પુરુષાતન વગરનો છે, એ તમે નથી જાણતા? પચ્ચીસ–સત્તાવીસ વર્ષનો થયો પણ જો મૂછનો વાળ એને ઊગતો હોય તો!'

'પણ એમાં આપણે શું?'

'એક ફળિયામાં રહ્યાં એટલે જ આ મોંકાણ મંડાઈ ને. એ રાંડ ચંચળ, મારા બાપના સમ, ઊડતાં પંખી પાડે એવી છે.' મણિ શેઠાણીએ લહેકો કરીને કહ્યું: 'એ રાંડ જો હમણાં આ ફળિયામાંથી બીજે ફળિયે રહેવા જાય અને મારો કાન્તિ......'

કસ્તુર શેઠથી આ હડહડતી અન્યાયભરી વાત ન સહેવાતી હોય તેમ આગળ બોલ્યા વગર તે એટલું કહીને જ ચૂપ રહી ગયા: 'છોકરો તો છોકરો, પણ તારે પણ એ પાપનાં ફળ ના ભોગવવાં પડે તો મારો બાપ વાણિયો નહિ.'

આમ કાન્તિ-ચંચળની વાત એટલી આગળ વધી કે પછી એ ચર્ચાનો વિષયજ મટી ગઈ! અને ગઈ સાલ કસ્તુર શેઠ ગુજરી ગયા પછી તો એને બીવા જેવું જ ન રહ્યું. ઘરનો વહીવટ એને બધો હાથ આવ્યો. ગામમાં શેઠ તરીકે આગેવાની મળી.

આમ ગામના એક આગેવાન તરીકે કાન્તિએ ચંદ્રકાન્તને હા પડાવવાનું બીડું ઝડપ્યું હતું, તેમાં કોઈ ધર્મભાવના ન હતી. પરંતુ ચંદ્રકાન્ત પાસેથી સરસ ગાયન સાંભળવાનાં મળશે. એને હાર્મોનિયમ આવડતું હતું એટલે તે શીખાશે, એ જ એના અંતરમાં ભાવના હતી.

ચંદ્રકાન્તે આ સ્થિતિ કલ્પી ન હતી. એટલે તેણે તરત જવાબ ન આપતાં વિચાર કરીને કહેવાનું જણાવ્યું. નર્મદા ગોરાણીએ પણ એ રહે તો પોતે ખુશી છે એમ સંમતિ આપી. ભક્તજનોએ એને પૂરતો આગ્રહ કર્યો.

ચંદ્રકાન્તની બુદ્ધિ કોઈ છેવટનો નિર્ણય ન કરી શકી, પરંતુ બધાંનો પ્રેમ જોઇ એણે વચલો રસ્તો કાઢ્યોઃ હાલ પોતે ૭ મહિના માટે રહેશે. એટલા વખતમાં છેવટનો નિર્ણય કરી લેશે. જો પોતાને રહેવાનો વિચાર નહિ હોય તો નવો પૂજારી આવતાં સુધી, જરૂર હશે તો, બીજા એક બે માસ ખેંચી કાઢશે. એ દરમિયાન ગામને પણ નિર્ણયમાં ફેરફાર કરવો હશે તો તે તક મળશે.

ચંદ્રકાન્ત એમ તાત્કાળિક મોહનપરામાં રોકાઇ ગયો.



## ૭

ગોવિંદ અને સુધાની મુલાકાત નડિયાદમાં અંબાલાલ વકીલને ઘેર ગોઠવાઇ હતી. ગોળમાં એ એક જ વકીલ હતો અને તે સુધાના કુટુંબમાં પરણ્યો હતો. વળી આ ગોળમાં આમ બને પરણનાર વચ્ચે મુલાકાત ગોઠવાવવા સુધી સમાજ સુધર્યો ન હતો. કોઈ બીજે પણ ઠેકાણે ગોવિંદે આવી માગણી કરી હોત તો પાટીદારિયા ઉદ્ધત જવાબ પણ મળ્યો હોત કે--જોજે તારી માને !

પણ અહીં તો ચંદુભાઇએ પોતે આ દરખાસ્ત મૂકી હતી. સુધા એમની લાડકી દીકરી હતી. એને ન ગોઠે એવું કોઇ પગલું તે ભરવા તૈયાર ન હતા.

ગોવિંદ અને સુધાને એકાંત આપવા એ બંનેને ભેગાં કરી, ઘરનાં બીજાં સભ્યો સાથે ચંદુભાઈ નીચેના માળમાં ચાલ્યા ગયા. ગોવિંદ છોકરીઓ સાથે વાત કરવામાં એક જાતનો સ્વભાવથી સંકોચ અનુભવતો હતો. પરંતુ રાધાએ એનો એ સંકોચ ઘણો ખંખેરી નાખ્યો હતો. છતાં સુધા સાથે એકાંત મળતાં ગોવિંદનો એ સ્વભાવ જાગી ઊઠયો. કોઈ ઊંડા વિચારમાં હોય તેવા ભાવ સાથે એણે નીચી દૃષ્ટિ કરી.

પરંતુ સુધાએ દરિયાની હવા ખાધેલી હતી. એનામાં સ્ત્રી-સુલભની લજ્જા હતી, સંકોચ ન હતો. વાતની શરૂઆત કરતાં એ

પ્રથમ બોલી: ' કૉલેજમાં ભણતા છોકરાઓ પ્રોફેસરની નજર ચૂકવી છોકરીઓ ઉપર નિશાન તાકતા હોય છે, એવું મેં તો સાંભળ્યું હતું.'

ગોવિંદે ઊંચે જોતાં કહ્યું: ' મેં નજરોનજર જોયું છે.'

' તો એમાંથી તમે શું શીખ્યા ? આમ એકાંતમાં ય શરમાઈ જવાનું ? '

' હું એ બાબતમાં બહુ ઠોઠ છું.'

' તો પછી મુલાકાતમાં તમે મારી શી પરીક્ષા કરવાના હતા ? '

' મુલાકાતનો અર્થ પરીક્ષા કરવી એવો ઓછો છે ? '

' હું તો એવું જ માનતી આવી છું. મારી એક બહેનપણીને આફ્રિકામાં એક યુવકે પરીક્ષામાં સ્ત્રીધર્મ ઉપર નિબંધ લખવા કહેલું.' સુધા હસી.

ગોવિંદે કહ્યું: ' માણસ પોતાની પરીક્ષા કરે તો જ બસ ! '

સુધા: ' તમે તો કોઈ પંડિત લાગો છો.'

ગોવિંદ: ' પંડિત છું કે મુરખ એ તો મને જ ખબર છે. એ ચર્ચા કરવા આપણે ભેગાં નથી થયાં. હું પૂછું છું કે, ગોવિંદ કોણ છે તે તમે જાણો છો ? '

' ઓ બાપ રે ! ' ખુરસીમાં અર્ધી ઊભી થતાં સુધાએ ઉપહાસનો મોં ઉપર ભાવ લાવીને કહ્યું: ' તમે મારી પરીક્ષા લેત તો હું જવાબે ય આપી શકત. પણ તમે તો મારી મશ્કરી જ કરવા શરૂ કરી ! '

ગંભીર ભાવે ગોવિંદે કહ્યું: ' સુધા ! આ હું તમારી મશ્કરી નથી કરતો. હું મારા મનની સ્પષ્ટતા કરવા માગું છું.'

' તો મને પ્રશ્ન શું કામ પૂછો છો ? જે સ્પષ્ટતા કરવી હોય તે કરી દો ને.'

'એ માટે જ હું પ્રશ્ન કરું છું. ગોવિંદને તમે શું માનો છો તે મારે જાણી લેવું છે.'

'ગોવિંદ મોહનપરાનો એક પાટીદાર યુવક છે.' સુધાએ હસીને કહ્યું.

'પછી.'

'એક માબાપ વગરનો, દાદાને આશરે ઉછરેલો ગરીબ યુવક છે.' સુધા ફરી હસી.

'હં.' પછી?' ગોવિંદની ગંભીરતા પૂર્વવત ચાલુ હતી.

'ગરીબાઈની એને શરમ નથી. કેળવણી મેળવવા માટે કોઇનું ઘરકામ કરતાં એને નાનમ નથી.'

ગોવિંદનું મોં મલકી ગયું. બોલ્યોઃ 'હં. પછી?'

'અત્યાર સુધી એ પરણવાની ના પાડતો હતો. પરંતુ હવે એમનું મન લોભાયું...'

'તદ્દન ખોટું.'

'કારણ?'

'હું હા જ પાડીશ એમ શા ઉપરથી માન્યું?'

'છોકરીને જોવા જેટલી ઉત્સુકતા બતાવી છે માટે.'

'બધાંનો આગ્રહ હતો એટલે......'

પરંતુ સુધા વચ્ચે બોલીઃ 'આગ્રહ તો આ પહેલાં ય બધાંનો હતો. પરંતુ એથી કોઇનું કંઈ ઉપજ્યું ન હતું, આ વખતે આટલું ઉપજ્યું છે!'

ગોવિંદઃ 'એનું શું કારણ માનો છો?'

'એ તો હું શું જાણું?' સુધાએ વાત ઉડાવી.

'લાલચથી એ લોભાયો છે એવું તો નથી માન્યું ને?'

'ના, ગરીબાઈની જેને શરમ નથી તે લાલચથી ન લોભાય.'

'બીજું ય કંઈ કારણ તો હશે ને?'

નહિ ધારેલો જવાબ સુધાએ આપ્યો: 'સુધાનું ભાગ્ય જોર કરતું હોય એમ પણ કેમ ન બને?'

ગોવિંદે સુધાની આખમાં આ પહેલીજ વખત આંખ પરોવી. એના વદનને પ્રથમ જ નજર માંડીને પૂરેપૂરુ નીરખ્યું. સવિતાની સાત્વિકતા, સુશીલાની સૌરભ, રાધાની નિર્દોષતાનો જાણે એ મુખ-મંડળ ઉપર ત્રિવેણીસંગમ ન થયો હોય તેમ ગોવિંદને એ ક્ષણે લાગ્યું. અને કાનમાં તે પળે શિવશંકર મહારાજના શબ્દો ગુંજી ઊઠયા: 'ભગવાનની ઇચ્છા!'

ગોવિંદે ધીમેથી કહ્યું: 'સુધા, તમને ગોવિંદના એ ભાગ્યની વાત કહેવા જ આ પ્રશ્નો કર્યા છે. સુધાના જે ભાગ્યની તમે વાત કરી એ કેવું હશે તેની પ્રભુને ખબરનું પણ ગોવિંદનું ભાગ્ય કઠણ છે. માથે મદદરૂપ કોઈ શિરછત્ર નથી. મિલકત નથી. મોહનપરાની આબરૂ એ ગોવિંદની આબરૂ. કાલ ગોવિંદનું શું થશે એની ખબર નથી, આજે તો એ કોઇને ત્યાં જઈને ઊભો રહે તો ૨૫-૩૦ની નોકરી કદાચ મેળવે.'

'એટલે તમે મારી પરીક્ષા કરો છો? એ ગરીબાઈ સુધાથી સહન થશે કે નહિ એમ?'

'ના, બિલકુલ નહિ.'

'તો?'

'ગોવિંદ શું છે તે જણાવી દેઉં છું.'

'મારે એ નથી જાણવું.'

'ત્યારે ?'

'ગોવિંદની મહેચ્છાઓ શી છે?'

'મહેચ્છાઓ માણસની ગમે તેટલી હોય, પણ એ ફળે. એટલી જ સિદ્ધિ ગણાય.'

'મહેચ્છાઓ હોય તો ફળે. ન હોય તો શું ફળવાની હતી?'

'મહેચ્છાઓ ગોવિંદની બહુ મોટી છે. ગરીબોના એને વકીલ થવું છે. દુખીઆના મિત્ર થવું છે. પણ દિલ્હી ઘણું દૂર છે. અને મુશ્કેલીઓનો પાર નથી. આ લગ્નની જ મોટી મુશ્કેલી......'

મોં ગંભીર રાખી સુધા બોલી: 'લગ્નમાં તમારે માથે શી જવાબદારી આવે છે?'

ગોવિંદ: 'લગ્ન એટલે જ મોટી જવાબદારી.'

'પારકી છોકરી પાલવવાની?'

'સ્ત્રીજાતિને હું પશુ નથી માનતો. પછી પાલવવાનો અપમાનજનક શબ્દ શી રીતે વાપરી શકું?'

'તો જવાબદારીનો શો અર્થ કરો છો?'

'માણસની ઘડતર અવસ્થા ચાલતી હોય ત્યારે એની સર્વ શક્તિ ઘડતરમાં વપરાવવી જોઈએ. ચિત્તની એકાગ્રતા જોઈએ. એ બધામાં લગ્ન બાધક છે.'

'તો ઉપાય?'

'એ નથી જડતો એની જ મોટી મૂંઝવણ છે.'

'ઉપાય તો છે. પણ માયા વછૂટતી નથી. સંસારી થવું છે અને મન વૈરાગીનું રાખવું છે, એની જ મોટી મુશ્કેલી છે.' સુધાએ કટાક્ષ કરતાં કહ્યું.

'સાચું છે તમારું કહેવું, સુધા! એટલી નિર્બળતા છે એની જ મોટી મુશ્કેલી છે.' ગોવિંદે નિખાલસ એકરાર કર્યો.

સુધા ઘડીભર એના સામે તાકી રહી. એને એ જ નહોતું સમજાતું કે બંને વિવાહ માટે ભેગાં થયેલાં યુવકયુવતી હતાં કે કોઈ સહૃદયી મિત્રો હતાં! આ તે પહેલો પરિચય હતો કે જુગ જૂનો! આવો સ્પષ્ટ એકરાર કોઈ પુરુષ કરતો હતો કે પ્રિયતમ!

ગોવિંદ પહેલી ક્ષણે જોયો તે નો તે જ હતો. પરંતુ જાણે એના ઉપર સજ્જનતાની સુધા ન વરસી રહી હોય તેમ સુધાને દેખાયા કરતું હતું.

મૌનની થોડી ક્ષણો વહી ગયા પછી સુધાએ કહ્યું: 'એનો કંઈ ઉપાય છે?'

'ઉપાય તો છે. પણ......'

'કેમ અટકી ગયા.'

'એટલી ધીરજ સામો પક્ષ રાખે નહિ ને.'

સુધા વાતને પામી ગઈ હોય તેમ તત્કાળ એ ભાવનો પડઘો પાડતાં બોલી: 'સામો પક્ષ ધીરજ તો રાખે. પણ એને ખાત્રી હોવી જોઇએ ને?'

'કેવી ખાત્રી?'

'ધીરજનાં ફળ મીઠાં જ આવશે.'

'એની હું ખાત્રી આપું.'

'એવી ખાત્રી ઘણા જુવાનિયાઓએ આપેલી......'

'કોને?'

'જેને આપવાની હશે તેને. મને કે તમને નહિ.' સુધાએ કટાક્ષ કરી મોં મલકાવ્યું.

ગોવિંદ ઊંડા વિચારમાંથી જાગતો હોય તેમ બોલ્યો: 'પણ આ ઘણા જુવાનિયાઓની વાત નથી. ગોવિંદ નામના એક જુવાનની ખાત્રી છે.'

'પણ દૂધનો દાઝ્યો છાશ ફૂંકીને પીએ એમાં કોઈનો શો દોષ?'

'મારું એ જ કહેવું છે. સામો પક્ષ ધીરજ ન રાખે.' ગોવિંદ કોઈ સમાધિમાંથી જાગી બોલ્યો હોય તેમ એટલું બોલી આંખ મીંચી ગયો. સુધા લજ્જા વગર એના મોં ઉપરના ભાવને નીરખી રહી.

ગોવિંદે આંખ ખોલી એટલે સુધા બોલી: 'તો પછી રુચિ ન હોય તો સુધા ન પીઓ.'

સુધા બોલતાં તો મજાકમાં બોલી, પણ એના હૈયામાં થડકાર થયો. કદાચ સાચે જ એ ના પાડશે તો?

'ભગવાનની ઇચ્છા છે કે મારે સુધાનો મોં આગળ આવેલો પ્યાલો તરછોડવો નહિ.'

ગોવિંદના એ જવાબથી સુધાનું હૈયું ઉભરાઈ ગયું. એ ખડખડ હસી, તેના પડઘા ઓરડામાં પડયા. મોં ઉપર એ ભાવને વ્યક્ત કરતાં એ બોલી: "મહાત્માજીની જેમ તમે પણ અંતરાત્માના અવાજને સાંભળતા લાગો છો. મહાત્માજીની જેમ લંગોટી મારવાના હો તો અત્યારથી કહી દેજો.'

'એ ભાગ્ય ગોવિંદનું આ અવતારે તો શું પણ સાત અવતારે નથી આવવાનું. એની ચિંતા રાખવાની જરૂર નથી.'

'એમ તમે શી રીતે ભાખી શકો ? મોહનમાંથી મહાત્માજી થશે એમ કોણે ભાખ્યું હતું ?'

મૂળ વાત ઉપર આવતાં ગોવિંદે કહ્યું: 'આપણે ભવિષ્ય ભાખવા ભેગાં નથી થયાં.'

'તે માટે જ થયાં છીએ.'

'તો ભાખો.'

'સુધા પોતી નથી તેમ તરછોડવી નથી, એ કેમ બને ?'

'એ બનાવવું છે.'

'ને ન બને તો ?'

'પીવી જ રહી.'

સુધાએ હસીને કહ્યું: 'ત્યારે માન માગો છો એમ ને ? સ્ત્રી પાસે પહેલ કરાવવી છે ?'

'બંને ખોટું.'

'ત્યારે-?'

'માનસહિત રસ્તો શોધું છું.'

'વચન આપો છો ?'

વચન શબ્દ સાંભળતાં કોઈએ ડામ દીધો હોય તેમ એનું હૈયું ચમ દઈને ચંપાઈ ગયું. અને સીસકારો બોલાવતો હોય તેમ એણે પૂછ્યું: 'કેવું વચન ?'

'સુધા ધીરજ ધરે તેનું ફળ મીઠું આવશે.'

'એટલે ?'

'તમારે હમણાં લગ્ન ન કરવું હોય તો સુધા ધીરજ ધરવા તૈયાર છે.'

'તમે, સુધા! મારા મનનો ભાવ સમજી ગયાં!' ગોવિંદના મોં ઉપર આનંદની સુરખી છવાઇ ગઈ.

'પુરુષના મનના ભાવ સ્ત્રી સમજતી જ આવી છે. પુરુષને સ્ત્રીના ભાવ સમજાતા નથી.'

'સાચું છે, સુધા! બધા પુરુષોની મને ખબર નથી. પણ હું તો નથી જ સમજી શકતો.' ગોવિંદે પોતાના મનમાં હતું તે નિખાલસભાવે કહી દીધું.

'કેવો સહૃદયી યુવક છે!' સુધાનું હૈયું એના ઉપર વારી જતાં બોલી ઊઠ્યું. પણ એ ભાવ મનમાં જ રાખતાં સુધાએ કહ્યું: 'તો પછી તમારા ઉપર ભરોસો શી રીતે રખાય? કાલ ઊઠીને તમે એમ પણ કેમ ન કહો કે સુધા, મેં તને ઓળખી ન હતી?'

'ભરોસો મારા ઉપર નથી મૂકવાનો પણ મારા વચન ઉપર મૂકવાનો છે.'

'એમ! ગોવિંદને વચનનું એટલું અભિમાન છે?'

'અભિમાન નહિ, કિંમત.'

મોં ઉપર હાસ્ય ફરકી જતાં સુધાએ કહ્યું: 'હું તમારી જેમ શબ્દો જોખીને નથી બોલતી. એના ભાવને જ પકડું છું.'

'ભાવ એ જ સાચો છે. શબ્દો તો બિચારા જડ છે.'

'તો તમારું વચન છે ને?'

'શું?'

'અરે! તમે તે ઊંઘતા બોલો છો કે જાગતા? ધીરજ...'

'પણ કેટલી ધીરજ?'

'ગોવિંદ કહે એટલી.'

'સુધા! તમે આ શું કહો છો?'

'સાચું કહું છું.'

'પિતાજી માનશે?'

'એ કામ મારું છે, તમારું નથી.'

'પૂરતો વિચ,ર કર્યો?'

'ના.' સુધાએ ગોવિંદે ન ધારેલો જવાબ આપ્યો.

'તો?'

'વિચાર કરવાની ભૂમિકા તૈયાર થઈ ગઈ છે. આ મુલાકાત એ ભૂમિકા માટે હતી.'

'તો મને પણ વિચાર કરવાનો વખત મળશે ને?'

'અરે! ત્યારે શું તમે એમ માનો છો કે સુધા અબ ઘડી હા–ના નો જવાબ માગશે? ગોવિંદ! સુધા લગ્નનું મહત્ત્વ સમજે છે. લગ્ન એ એને મન બાળકના ખેલ નથી. એટલે જ એ ધીરજ ધરવા પણ તૈયાર છે.........'

ગોવિંદ બોલી ઊઠયો: 'સુધા! સુધા! તમારામાં આટલી ઊંડી વિચારશક્તિ હશે તે મેં નહિ ધારેલું.'

સુધા: 'તમે નહિ, બધા પુરુષો સ્ત્રી માટે એવું જ ધારતા હોય છે!'



# ૮

સુધાના પક્ષ તરફથી એટલી સરળતા થઈ હતી કે ગોવિંદને ના પાડવાનું કોઈ કારણ ન હતું. પાટીદાર જ્ઞાતિમાં આવો કોઈ ભરોસો વરપક્ષ ઉપર મૂકે નહિ. અને મૂકનાર મૂરખ પણ ગણાય. ચંદુભાઇના કુટુંબીઓએ એ અંગે એમને ચેતવ્યા પણ હતા. આજના છોકરાઓ, અને તેમાં આપણી નાત, છેલ્લી ઘડીએ ફરી બેસે! આજે સત્તર વર્ષની કન્યા માટે મૂરતિયો મળતો નથી, તો ભવિષ્યમાં એ ના પાડે તો કૂવે પડવા જ વારો આવે. હજુ બીજાં ત્રણ વર્ષ એના ભરોસા ઉપર કેમ રાહ જોવાય? પછી વીસ વર્ષની કન્યા માટે નાતમાંથી વર ક્યાંથી લાવવો?

પરંતુ કુટુંબીઓની એ બધી દલીલ કંઈ કારગત ન નીવડી. ગોવિંદ વચન આપતો હતો કે પોતાના તરફથી કદી ના નહિ થાય. ત્રણ વર્ષે ચંદુભાઈ બીજી મુસાફરીએ પાછા આવે ત્યારે લગ્ન કરવું. સુધા ત્યાં સુધી એને અનુકૂળ હોય ત્યાં આગળ અભ્યાસ કરે. ચંદુભાઈની બીજી પણ છૂટ હતી. બંનેની તે દરમિયાન લગ્ન કરવાની ઇચ્છા થાય તો પોતાની ગેરહાજરીમાં પણ કરી શકે છે. સાદી રીતે કોઈ સમાજના આશ્રયે કરવું હોય તો તેની પણ છૂટ હતી.

ગોવિંદ પોતે એ બધો વિચાર કરતો ત્યારે એને પોતા ભાગ્યનો ગર્વ થતો. એક માબાપ વગરનો દીકરો. દાદાના હાથે ઉછર્યો. મોહનપરા જેવા પછાત ગામમાં ગરીબાઈમાં ઉછર્યો છતાં એને સ્વયં વિકાસ શાધવાની તક મળી. ઉચ્ચ કેળવણી લેવાની સુંદર સગવડ મળી. રામરાય અને કપિલાબહેન જેવાં સજ્જન મુરબ્બીઓની ઓથ મળી. અને લગ્ન માટે પણ આ ભાગ્ય જેવું તેવું ન હતું.

સુધા જેવી કેળવાયેલી અને વિશાળ દૃષ્ટિવાળી છોકરી એક જ મુલાકાતે પોતા ઉપર વિશ્વાસ મૂકી લગ્ન વગર વિવાહના સંબંધે ત્રણ વર્ષ જીવનઘડતર માટે રાહ જુએ. પોતે પણ આદર્શ સ્ત્રી બનવાના કોડ સેવતી ભણવા બેસવાનો ઉમંગ બતાવે. એનો પિતા પણ એટલો જ સુધારક મળે. સર્વ બાબત પરણનાર યુવકયુવતી ઉપર છોડે એ ઉદાર વિચારો ઓછા ન હતા.

નાતમાં આવું ભાગ્ય કેટલા યુવકોને મળ્યું છે? કોઇને નહિ, એમ કહે તો ચાલે. શિવશંકર મહારાજે વચન લેઈ લીધું તેમાં પણ સાચે જ ભગવાનની ઇચ્છા જ હોવી જોઇએ. બાકી દર વખતે મારા પક્ષમાં રહેતા મહારાજ આ છેલ્લે વખતે મને ચૂપકીદીથી અજાણ રાખી વચનથી બાંધી લે શું કામ? એ વચન હું ફોક કરાવવાની વૃત્તિ રાખતો હતો ત્યાં એ રાતોરાત ચાલ્યા શું કામ જાય?

સાચે જ, જે પ્રભુએ મને અત્યાર સુધી અજ્ઞાત રહીને એની ઇચ્છા પ્રમાણે દોર્યો છે, અને એમાં મને કાયમ મારું ભલું થયેલું દેખાયું છે, તો આ કામ પણ એની ઇચ્છા પ્રમાણે, ભલા ખાતર જ થતું હોય એમ કેમ ન માનવું?

આટલું બધું સમજવા છતાં ગોવિંદનું મન હજું માનતું કેમ ન હતું? સુધા પસંદ નથી એમ પણ ન હતું. પરંતુ આજે જ પૂરેપૂરું

સમજાય છે કે રાધા માર્ગમાં આવીને ઊભી રહી હતી. તેથી ગોવિંદ એકલો એકલો શરમનો માર્યો મસ્તક નીચું ઘાલી દેતો હતો.

કૉલેજના છોકરાઓ રાધાનું નામ જોડી એની ગમ્મત ઉડાવતા ત્યારે એણે એ વાત ગમ્મતમાં જ ઉડાવી દીધી હતી. સુસ્મિતાએ એ જ મશ્કરી કરી દલીલ પણ કરેલી કે, 'ગોવિંદ! જગતમાં કશું અશક્ય નથી. માણસની લાયકી જ જોવાની હોય તો રાધાને માટે તું લાયક નથી એમ કોણ કહે?'

ગોવિંદ પાસે એનો જવાબ ન હોય તેમ એણે કહેલું: 'સુશીલા! માન કે એ અશક્ય નથી. પરંતુ જેણે દીકરાની જેમ ગણી આશરો આપ્યો, તેની પુત્રી તરફ એ દૃષ્ટિએ જોવું........'

સુસ્મિતાએ વચ્ચે બોલી જવાબ આપ્યો: 'ગોવિંદ! હું તારી ઉપર આળ નથી મૂકતી. તને હું સારી રીતે ઓળખું છું. પણ એ કુટુંબ એવું છે કે એ સ્થિતિ ત્યાં શક્ય બને. રામરાય અને કપિલાબહેનને ઠેકાણે બીજાં કોઈ હોય તો હું એવી કલ્પના ન કરું.'

આ પછી ગોવિંદ વધુ સાવધ થયો હતો. એણે મનથી નિશ્ચય કર્યો હતો કે પોતાનું કોઈ વર્તન એવું ન હોવું જોઈએ કે રાધાને પોતાના તરફ ખેંચવાનું નિમિત્ત મળે.

પરંતુ સાવધ થવું, નિશ્ચય કરવો કે બુદ્ધિપૂર્વકનું વર્તન કરવું એ એક વાત છે અને હૈયાનું ખેંચાવું એ એથી સાવ બીજી વસ્તુ જ છે; એનો સ્પષ્ટ ખ્યાલ ગોવિંદને સુધાનો પ્રશ્ન આવીને ખડો થયો ત્યારે પૂરેપૂરો આવ્યો.

રાધાને એણે એવી કોઈ દૃષ્ટિએ જોઈ હોય તેમ એને ચાર માસના ગાળાના ખૂણેખૂણા તપાસતાં ખ્યાલ ન આવ્યો. અને છતાં એ જ રાધા એનો રસ્તો રોકી ઊભી હતી!

પ્રથમ પ્રસંગે પતંગિયાની માફક ઊડેલી રાધા એની આંખ સામે આવીને ઊભી રહી. સુંદરતા તો નાગરની કન્યાને વરેલી, રામરાય અને કપિલાબહેનની દીકરી એટલે સંસ્કારિતા લોહીમાં ભળેલી, અને નિર્દોષતા એને જન્મસિદ્ધ હોય તેમ એ આનંદમાં કે ક્રોધમાં બોલે છતાં નિર્દોષતા એનાથી વિખૂટી પડતી નહિ.

સવિતાને ઘેર ગોવિંદ સાથે જઇને આવ્યા પછી રાધા ગરીબો ઉપર ખિજાઇ ઊઠી હતી. ગોવિંદે એને મદદ કરી હતી, તે રૂપિયા કોઇ બીજો પ્રસંગ હોત તો એણે બાપુજીને કહીને ગોવિંદ પાસેથી ન લેવા સમજાવ્યા હોત. પરંતુ એ પ્રસંગે એણે વિરોધ કર્યો હતો કે, ગોવિંદે એ રકમ આપવી પડશે. એવા ગરીબોને મદદ કરવી એ મૂરખાઇ છે.

કપિલાબહેન અને રામરાયે એને હસતાં કહ્યું હતું: ' પણ ગોવિંદ ક્યારે એ રકમ આપવાનું ના કહે છે ? '

' ક્યાંથી આપશે ? '

કપિલાબહેને ગોવિંદને જવાબ આપ્યો: ' કોઈનું ખિસ્સું કાપીને લાવશે એની તારે શી ચિંતા ? જ્યાં ત્યાં એ તારા રૂપિયા ન ડુબાડે એ જ જોવું છે ને ? '

આ પ્રસંગે જો કોઇ બીજી પૈસાદારની છોકરી હોત તો જરૂર ગોવિંદને પોતાની ગરીબાઇનું અપમાન થયેલું લાગત પણ એ ગુસ્સામાંય રાધાની નિર્દોષતા એના મોં ઉપર એ જોઇ શકતો હતો. ગરીબો વિષે એણે જે ખ્યાલ બાંધ્યો હતો. એમના વિષેનું સહાનુભૂતિભર્યું જે લખાણ એણે વાંચ્યું હતું, તે કરતાં એ ગરીબ લત્તાનો ઝલાકનો અનુભવ એને સાવ ઊલટો થયો. ગુલાબને કોઈ પથ્થર ઉપર અફાળે અને એની પાંદડીઓ છૂટી પડી જાય તેમ રાધાની ગરીબો પ્રત્યેની લાગણીઓ છૂટી પડી ગઇ હતી.

રાધાને ગોવિંદે જવાબ આપ્યો હતોઃ ' આ ગુસ્સો તારો ખોટો છે. ગરીબોના જીવનનું તેં એક જ પાસું જોયું છે. એ કેમ ભૂલી જાય છે કે જે ગરીબો પ્રત્યે તને આટલો તિરસ્કાર થયો, એવા જ એક ગરીબ ગોવિંદ પ્રત્યે તને પ્રેમ પણ છે. '

રાધાનો ગુસ્સો હજુ શમ્યો ન હતોઃ ' ગોવિંદ જો એવા ગરીબોનો પક્ષકાર થવાનો હોય તો મને એના ઉપર પ્રેમ રાખવાનું કોઈ કારણ નથી. '

રામરાય ખુશી થતાં બોલ્યાઃ ' ગોવિંદ, ભાઈ ! આ તો તારા ઉપર મોટો ઉપકાર થયો. રાધા હવે તને હેરાન કરતી મટશે. '

ખભા ઊંચા કરતાં રાધા બોલીઃ ' હેરાન તો એથી હું વધારે કરવાની. પ્રેમથી માણસ હેરાન થતો હોય તો વેરથી વધારે હેરાન નહિ થાય ? હું એની વૈરી બનીશ. '

ગોવિંદ સામે અત્યારે એ વૈરી રાધા સાચે જ વેરણ બનીને ઊભી રહી હતી ! ગોવિંદને થતું કે પોતાનું હૈયું રાધાની ઝંખના કરે એ કોઈ રીતે યોગ્ય નથી--શક્ય હોય તો પણ બંનેનો ઉછેર, બંનેનું જીવન, બંનેની ભાવનાઓ, ક્યાં કશો મેળ છે ? વળી બે વચ્ચે મૈત્રી થવી એ એક વસ્તુ છે, અને લગ્નસંબંધ થવો જુદી વસ્તુ છે. ગરીબાઈ એ મૈત્રી આડે ન આવતી હોય, લગ્ન આડે આવે પણ ખરી. સાથે રહેવાથી સ્વાભાવિક મૈત્રીસંબંધ થાય પણ એથી કંઈ એ પરિચય લગ્નમાં પરિણામે તેમ ઓછું છે ?

વળી રાધામાં એવી ઊર્મિ જાગે તેવું પોતાનામાં છે શું ? ગરીબાઈ છે. ગામડું છે. ૨૦ વર્ષનો છોકરો પ્રિવિયસમાં ભણે એટલું પછાતપણું છે. ફક્ત ગોવિંદનો બધે સમાસ થતો હોય તો એક દિલની નિખાલસતા એ એક જ કારણે કંઈ રાધા ગોવિંદ ઉપર...સુધાનો જ દાખલો, નાતમાં બીજો કોઈ લાયક કોઈ યુવક

હોત તો એ શું પોતાની પસંદગી કરત ? એ બીજી નાતની હોત અને મારા પરિચયમાં આવી હોત તો આજે એનામાં મારા પ્રત્યે જે શ્રદ્ધા જન્મી છે તે જન્મત ?

જો પરિચય, પ્રેમ અને સમાનગુણ જ લગ્ન માટે મુખ્ય વસ્તુ હોત તો હું અને સુશીલા ઓછાં નજીક આવેલાં છીએ? નાનપણમાં સાથે હતાં, હાઇસ્કૂલમાં એ મારી આગળ હતી છતાં એક જ શાળાનાં વિદ્યાર્થી, નડિયાદ એને ઘેર પણ હું જતાંઆવતાં, આજે મને પારકે ઘેર વાસણ માંજતો જાણી એની આંખમાં આંસુ આવે છે, ગોવિંદને જો રાધા મળે તો એના હૈયામાં સૌથી વિશેષ આનંદ થાય. છતાં અમે બંનેએ કોઈ દિવસ કેમ એ ભાવ ન અનુભવ્યો ? અને અનુભવ્યો હોત તો પરિણામ દુઃખી થયા સિવાય બીજું શું આવત ?

આમ રાધા વિષે એ ભાવ હૈયામાં અનુભવવો એ અશક્ય વસ્તુ છે. અને કદાચ શક્ય બને, પણ બંનેનો ઉછેર એકમેક ભેગાં મળે એવો ન કહેવાય. પરિચયમાંથી એ પરિણામ આવે તો પણ બંનેના હિતને માટે પણ એ સારું નથી. રાધા એ રાધા છે. ગોકુળમાં રહેવા એ સર્જાએલી છે. ગોવિંદ વૃંદાવનમાં જન્મ્યો છે.

એનો ઉપાય ? વચનથી બંધાવવું. પ્રભુ મારી નિર્બળતા પામી ગયો લાગે છે. રાધાનો રસ્તો બંનેના હિત માટે જુદો પડવાનો છે. એ જુદો પાડવા જ પ્રભુએ આ અકળકળા ગોઠવી છે. અને તે ય ગોવિંદના હિત માટે એની ભાવનાને પોષે તેવા સુધાનો એને સાથ આપ્યો છે. આટલું મોટું ભાગ્ય એક પછાત મોહનપરાના ગરીબ ગોવિંદને મળતું હોય તો એથી વિશેષ ભાગ્ય રાધાના રસ્તામાં હોય છતાં એણે આટલાથી સંતોષ માનવો એ શું ખોટું છે? જો આજ સુધી તને ભગવાનમાં શ્રદ્ધા હતી, આજ સુધી એણે તારું સારું જ

કર્યાં કર્યું છે તો આ સ્થિતિ પણ તારા સારા માટે નહિ હોય તેમ શા માટે શંકા લાવે છે?

તું મહારાજ આગળ વચનથી બંધાઈ ગયો છે. નાનપણથી તારા ભલામાં એ રાજી રહ્યા છે તો મરતી વખતે શું તારું ભૂંડું કરતા ગયા હશે? એ વચન તું ભંગ કરે તો તને કોઇ રોકનાર નથી. પરંતુ એથી તું સુખી થઇશ? કોઇ મૃગજળ પાછળ તું જઇ રહ્યો છું એમ લાગતાં તને અટકાવવા માટે જ આ કૃષ્ણલીલા કેમ ન ચાલતી હોય? બાકી આ રજાઓમાં આવો જીવનમરણ જેવો પ્રસંગ તારી સન્મુખ આવીને ઊભો રહેશે, એમ તે કયાં ધાર્યું હતું?

વચન પાળવું ન પાળવું એ તારા હાથની વાત છે. પાળીશ તો દુઃખ છે એમ માને છે, તો એ તોડવાથી સુખ જ છે તેની ખાત્રી છે? અને છતાં વચનભંગ એ તારા દિલને સુખદાયક રહેશે?

આમ ચોમેરના વિચારો કરી કરીને ગોવિંદ થાકી ગયો હતો. એને કોઈ રસ્તો દેખાતો ન હતો. છતાં એક ક્ષણે એણે મનથી પાકો નિર્ણય કર્યો હોય તેમ પગલું ભરી દીધું. ચંદુભાઇને ટૂંકો કાગળ લખી દીધો કે, પોતે સહમત છે. અને વચન આપે છે કે પોતાના પક્ષેથી કદી—મરણ ધાંટીએ પણ—નકાર નહિ થાય. તમે અને સુધાએ મારા નજીવા પરિચય છતાં જે વિશ્વાસ મૂકયો છે એ વિશ્વાસને લાયક પ્રભુ મને બનાવે એ જ ઇચ્છું છું!



# ૯

જયસુખલાલ અમદાવાદના જાણીતા બેરીસ્ટર એટલે પાકા મુત્સદ્દી હોય તેમાં નવાઇ ન હતી. છતાં એમના મોટા પુત્ર સુરેન્દ્રે એમની સર્વ કલ્પનાઓ તોડી પાડી હતી. એને વકીલ બનાવવો હતો ત્યારે એ પ્રોફેસર બન્યો. મુંબઈના પોતાના બેરીસ્ટર મિત્રની દીકરી સાથે એને પરણાવવો હતો ત્યારે એ સુસ્મિતાને પરણ્યો. જેમાં જયસુખલાલની સહેજ પણ મરજી ન હતી. નડિયાદ જેવા ગામડાની એક વિધવાની પુત્રી પોતાની પુત્રવધૂ થઇને આવે તેમાં પોતાના મોભા પ્રમાણે એ હિણપત માનતા હતા. પરંતુ સુરેન્દ્રે સુસ્મતાને જ પસંદ કરી એટલે એમનું કંઇ ન વળ્યું.

આ સર્વ ભૂલો વિનાયક અંગે ન બને તેની જયસુખલાલ અત્યારથી તૈયારી રાખતા હતા. તેમાં એક બાબતમાં ચિંતા જેવું પણ ન હતું. વિનાયકને વકીલ બની નામના કમાવાની કિશોરાવસ્થામાંથી કામના હતી. ઇન્ટર પછી પોતે વિલાયત જવાનો એમ જયસુખલાલને એ કહ્યા કરતો. એટલે જયસુખલાલે બીજા પ્રશ્ન તરફ ખાસ લક્ષ આપવા માંડયું હતું. રાધા એમના લક્ષમાં આવી હતી. સંસ્કાર, કુટુંબ અને સર્વ રીતે એ પોતાના કુટુંબને લાયક હતી. ઉપરાંત રામરાયની મોટી મિલકતની એ વારસદાર હતી એ મોટું આકર્ષણ હતું. રાધા જેવી છોકરી મુંબઇ–અમદા-

વાદમાંથી મળી રહે. પરંતુ સાથે એવી મિલકત મળે તેમ ભાગ્યે બને. વળી એ મનોકામના પાછળ કંઈ અજુકતું ન હતું. રામરાયને માટે પણ વિનાયક લાયક જમાઈ ગણાય.

પરંતુ લગ્નનો છેલ્લો નિર્ણય યુવક–યુવતીના હાથમાં ચાલ્યો ગયો હોઈ તેમને એ રીતે ઘડવામાં જ ડહાપણ છે માની જયસુખલાલે વિનાયકને રાધાના પરિચયમાં આવવા દેવામાં હિત માન્યું હતું. એમાં કંઇ મુશ્કેલ પણ ન હતું. રામરાય અને એ બંને મિત્રો હતા. સરખા દરજ્જાના અમદાવાદના પ્રતિષ્ઠિત નાગરિકો હતા અને નાગરો હતા એ વિશેષમાં. વળી રામરાય નિવૃત્ત થતાં રહેવા એલીસબ્રીજ આવ્યા એટલે એ પરિચય સ્વાભાવિક વધે તેવી ભૂમિકા તૈયાર થઈ.

વિનાયક કોઇ કોઇ વખત રાધાની વાતો કરતો એ ઉપરથી જયસુખલાલ મનમાં સંતોષ અનુભવતા. વળી એ બંનેની મૈત્રી સાવ એકપક્ષી ન હતી. વિનાયક 'ગોકુળ'માં જતો તેમ રાધા પણ 'અલકાપુરી'માં આવતી. અને તેવે પ્રસંગે એ પોતે પણ રાધામાં રસ લેતા.

પરંતુ ગોવિંદ 'ગોકુળ'માં આવ્યો તે પછી એમના મુત્સદ્દી મને ચેતતા રહેવા માંડયું હતું. ગામડાનો ગરીબ છોકરો હતો એવી વિનાયયની વાતોથી એ સાવધ થયા ન હતા. પરંતુ સુસ્મિતાનો એ બાળમિત્ર હતો. કૈલાસબહેને એનાં વખાણ કરતાં કરતાં એનાં સંસ્મરણો એટલાં બધાં કહ્યાં હતાં કે જયસુખલાલના મનમાં એથી શંકા પેઠી. આજની છોકરીઓ! પરિચયમાં આવે તેની સાથે પ્રેમ કરે. ન જુએ સંસ્કાર, કુટુંબ કે સ્થિતિ. અને પછી પાછળથી પસ્તાય! રાધા સ્વતંત્ર બુદ્ધિની હતી તે, જે એમને અત્યાર સુધી ગમતું હતું, ગોવિંદ આવતાં એ જ બુદ્ધિ એમને ખૂંચવા લાગી.

રામરાય અને કપિલાબહેનના જે સુધારક વિચારો હતા, જેને લેઇને જ એમણે પુનર્લગ્ન કર્યું હતું. તે વિચારો જયસુખલાલને હવે શંકામાં નાખવા લાગ્યા. કપિલાબહેન તો સહેજ વિચાર પણ કરે, પરંતુ રામરાય એટલા સ્વતંત્ર મગજના હતા કે રાધા કોઇ હરિજન સાથે લગ્નની ઇચ્છા બતાવે છતાં એ ના ન પાડે !

સાચે જ, જાણે એવો કોઇ પ્રસંગ બન્યો હોય તેમ એ વિચાર આવતાં જયસુખલાલ ગુસ્સે થઇ ગયા. સાવ ધૂની માણસ ! કોઈ જાતની વ્યવહારિકતા જ ન મળે !

એવા ધૂની માણસ પાસેથી કામ લેવાનું હતું એટલે એ વધું સાવધ થયા. ગોવિંદ પોતાની નજર આગળ રહેતો હોય તો એના પ્રવાહ જાણી શકાય એમ એમને લાગ્યું. ગોવિંદથી ગાફેલ રહેવું એ એમને બાજી ગુમાવી દેવા જેવું લાગ્યું. એમણે તે માટે રસ્તો પણ વિચારી કાઢયો.

એ માટે જ નિમિત્ત ઊભું કરી એ 'ગોકુળ'માં પધાર્યા હતા. બીજી ત્રીજી વાતો કર્યા પછી એમણે ધીમેથી એ વાત રજૂ કરી.

'એક મુદ્દો રહી જ જતો હતો.'

'શું ?' રામરાયે પૂછ્યું.

'એમાં કપિલાબહેનની મંજૂરી જોઈશું.' જયસુખલાલે કપિલાબહેન સામે જોઇને કહ્યું.

'મારી મંજૂરી જોઈએ એવો વળી શો મુદ્દો છે ?'

'વાસંતી હઠ લેઈને બેઠી છે.' જયસુખલાલે બને તરફ વારા ફરતી નજર ફેરવી લેઇને કહ્યું: 'રાધાએ એને કંઇ વાતો કરી હશે

એટલે મને કહે કે મારે નવી ટર્મથી ગોવિંદ પાસે જ ભણવું છે. રાધાબહેન કહે છે કે એના જેવું પ્રોફેસર પણ સરસ ન ભણાવી શકે.'

કપિલાબહેન ગોવિંદનાં વખાણ સાંભળીને હસ્યાં.

રામરાય એમના સ્વભાવ પ્રમાણે ખુશ થતાં બોલ્યા: 'ગોવિંદ યુવક જ એવો છે કે એ દરેકને પોતાનું કરી લે. આખી મારી લાયબ્રેરી એણે નવેસર ગોઠવી આપી. લતામંડપ એણે ઊભો કર્યો. કપિલાને ઘર માટે કંઇ ચીજ કયારે જોઇશું તે પણ એ સમજી જાય. પ્રિવિયસમાં છે, છતાં રાધાને મેટ્રિકના વિષયો સરસ શીખવે છે. સાચે જ, કોલસામાંથી રત્ન પાકે તેવો એનો દાખલો છે.'

જયસુખલાલ મનમાં બબડયા: 'મને તમારી જ મોટી બીક છે. ફકત ચાર મહિનામાં જ રત્ન થઈ પડયો તો બીજા થોડા વખતમાં કોહીનૂર ન થઈ પડે, તેનું શું કહેવાય?' પરંતુ મનનો એ ભાવ મનમાં જ રાખી એ બોલ્યા: 'ત્યારે વાસંતીની હઠ ખોટી ન કહેવાય. મેં એને કહ્યું છે કે હું કપિલાબહેનને પૂછી જોઇશ. જો એ એને થોડો વખત છૂટો કરી શકતાં હોય તો.'

કપિલાબહેન બોલ્યા: 'અમારે ઘેર એ પરતંત્ર નથી. એને પોતાને વખત હોય તો એ જઇ શકે છે. વળી ઘેર જતી વખતે એકાદ ટયુશન રાખવાની એ વાત પણ કરતો હતો.'

જયસુખલાલ: 'ત્યારે મોટી મુશ્કેલી નહિ પડે. બાકી વાસંતીએ મને એટલા સુધી કહ્યું હતું કે, એ અહીં નહિ આવી શકે તો હું 'ગોકુળ'માં જઇશ!'

રામરાય: 'આવીને એ સાયકલ શીખી લેવાનો છે. એને સાયકલ નથી આવડતી જાણીને રાધાએ એની ગમ્મત ઉડાવી હતી.

અને પોતે બે દિવસમાં જ શીખવી દેશે એવી રાધાએ એને ખાતરી પણ આપી છે. એટલે તમારે ત્યાં આવવામાં એનો વખત નહિ બગડે.'

બહાર ગયેલી રાધા ત્યાં આવી પહોંચી. જયસુખલાલે એને કહ્યું: 'તારી જ વાત કરીએ છીએ.'

રાધાએ પૂછ્યું: 'મારી વળી શી વાત છે?'

'તેં વાસંતીને ગોવિંદ માટે ચડાવી હતી તે.'

'મેં એને ખાતરી આપી છે કે ગોવિંદ તને સરસ ભણાવશે. પણ તારા બાપુજી પાસેથી રૂપિયા પૂરેપૂરા અપાવવા પડશે.' રાધાએ હસીને કહ્યું.

જયસુખલાલે કહ્યું: 'તારી ચાલાકી હવે સમજી ગયો. તેં એમ કરીને ગોવિંદનો જ પક્ષ કર્યો છે.'

રાધાએ ફરી હસતાં કહ્યું: 'જયસુખલાલકાકા! આ વાત તમે અત્યારે જાણી? હું ગોવિંદની પક્ષકાર જ છું. પૂછી જુઓ હજુ શંકા રહેતી હોય તો બા–બાપુજીને.'

જયસુખલાલે મનમાં ગાંઠ વાળી: 'મને વસવસો જ નથી. તે માટે તો આ બધાં પગલાં લેઇ રહ્યો છું. બાકી હતું તે તારે મોંએ કબૂલ કરી તેં મને પૂરેપૂરો જાગ્રત કર્યો.'

કપિલાબહેન બોલ્યાં: 'એ બધું ખરું. પણ એના પોતાના અભ્યાસ માટે ગોવિંદને પછી વખત રહેશે?'

રાધા: 'નહિ રહે તો હું એનું ટ્યુશન મૂકી દેઇશ.'

જયસુખલાલ: 'ના, ના, રાધા, પહેલો હક તારો છે. વાસંતી ફોર્થમાં છે એટલે એને તારા જેટલી જરૂર ન ગણાય.'

'પણ ગોવિંદને જરૂર છે તે માટે તો હું કહું છું.'

'કેમ ? એટલા બધા પૈસાની એને શી જરૂર છે ?'

'અહીં એક એની ગરીબ બહેન છે. તેને મદદ કરવાની એ ખાસ જરૂર માને છે.'

જયસુખલાલ હસીને બોલ્યા: 'તું એની પક્ષકાર હોઉં તો તારે એ મદદ કરવી જોઇએ.'

રાધા બોલી: 'હું ગરીબોને મદદ કરવામાં માનતી નથી. અને એ અમારી વિશેષ મદદ લેવા માગતો પણ નથી.'

જયસુખલાલ: 'ગોવિંદની પક્ષકાર હોય તે ગરીબની પક્ષકાર હોવી જોઇએ.'

'ગોવિંદ જેવા કંઇ બધા ગરીબો સારા નથી. એની બહેન જ એવી નથી તો.'

રામરાય અને કપિલાબહેને સામસામું જોયું. રાધા સવિતાને ઘેર ગઇ તે પ્રસંગ તેમને તાજો થયો. ગોવિંદે કપિલાબહેનને બધી ઊંડી વાત કહી હતી. રામરાય પણ જાણતા હતા. ગરીબો પ્રત્યે રાધાને બંધાઇ ગયેલો પૂર્વગ્રહ જો અંદરની વાત કહે તો તરત બદલાય તેમ હતો. પરંતુ એ વાત એને હમણા જાણવાની કંઈ જરૂર ન હતી. એની એ બાલિશતા ઉપર બંને જણ હસ્યાં.

જયસુખલાલે કહ્યું: 'કેમ હસ્યાં કપિલાબહેન ?'

કપિલાબહેન: 'રાધાના ગરીબો વિષેના જ્ઞાન ઉપર.'

રાધા બોલી: 'મને જ્ઞાન થયું છે તેવું કોઇને નહિ થયું હોય.'

કપિલાબહેન: 'તેથી જ એ અધૂરું કહેવાય.'

'એટલાથી હું તૃપ્ત થઈ ગઈ છું. વિશેષ જાણવું નથી.'

જયસુખલાલને એ વાતમાં રસ ન હતો. એમણે કહ્યું: 'રાધા ! તું ખાતરી આપે છે કે ગોવિંદ વાસંતીને ટ્યુશન આપવા આવશે ?'

'હા.'

ધીમે રહીને જયસુખલાલ રામરાય ભણી નજર કરતાં બોલ્યાઃ 'મોટાભાઈ કહે છે કે એને સાયકલ આવડતી નથી.'

રાધા હર્ષમાં આવી જતાં બોલી ઊઠીઃ 'મેં એને ખાતરી આપી છે કે બેજ દિવસમાં હું શીખવી દેઈશ.'

એ હર્ષથી આઘાત પામતાં જયસુખલાલ બબડયાઃ 'આને જીતવાનું કામ જેવું તેવું નથી.' પરંતુ બધાં સાંભળે તેમ એ બોલ્યાઃ 'રજાઓ ઉઘડયે ગોવિંદ આવે ત્યારે એને તેડીને આવજે.'

રાધાઃ 'મારા સાથની એને કયાં જરૂર છે? સુસ્મિતાબ્હેનનો તો એ ખાસ બાળમિત્ર છે. વિનાયકના એ સહાધ્યાયી છે. સુરેન્દ્રનો એ વિદ્યાર્થી છે. એને વળી તમારી 'અલકાપુરી' ક્યાં અજાણી છે?'

'તને નહિ પહોંચાય, રાધા,' એમ બોલી જયસુખલાલે તે વાત ત્યાં જ પૂરી કરી.



## ૧૦

ગોવિંદે ધાર્યું હોત તો વિવાહનો સર્વ ઇતિહાસ એ રાધાને પત્રથી જણાવી શક્યો હોત. પરંતુ 'ગોકુળ' આખાનો એણે ગુનો કર્યો હોય તેમ એ હકીકત લખવાની એની હિંમત ન ચાલી. પત્રથી કંઇ ગેરસમજ થાય તે કરતાં પોતે રૂબરૂ બધી વિગત જણાવશે, એમ વિચારી એણે એ બનાવ જણાવ્યો ન હતો.

રજાઓ પૂરી થઇ અને એ અમદાવાદ જવા તૈયાર થયો ત્યારે એના હૈયામાં વધુ ફફડાટ થવા લાગ્યો. રાધા પોતાને શું કહેશે? કપિલાબહેન પોતાને ઠપકો આપશે કે અહીં રહીને પણ તું લગ્નનું મહત્ત્વ ન સમજ્યો? રામરાય એમના ઉદાર સ્વભાવ પ્રમાણે માફ કરતાં અસંતોષ બતાવશે—સારું, હવે જે કર્યું તે પણ ખોટી ઉતાવળ કરવાની જરૂર ન હતી.

એટલે 'ગોકુળ'માં એણે કોઈ ગુનેગાર બીતાં બીતાં પગ મૂકે તેમ આ વખતે પ્રવેશ કર્યો. એના મોં ઉપર જો રાધાએ નજર કરી હોત તો કંઇ ખ્યાલ પણ આવત. પરંતુ એને જોતાં જ રાધા વધાઇ ખાવા મંડી ગઈ: 'બોલ ગોવિંદ, એક શુભ સમાચાર કહું તો શું ઈનામ આપીશ?

ગોવિંદ મૂઢ શો ટગર ટગર રાધા સામે તાકી રહ્યો. પોતાનું રટણ કરતી આ છોકરી વિવાહની વાત જાણશે એટલે કેવી હતાશ થશે? એ સમાચાર હું શું મોઢું લેઇને એને કહીશ?

રાધા ઉમંગમાં હતી એટલે ગોવિંદની મનોવ્યથાનો એને કંઈ ઈશારો પણ સમજાયો નહિ. ઉદાસ ગોવિંદની એ વિહ્વળ આંખોનો જુદો અર્થ તારવતાં રાધા બોલી: 'ઇનામ આપવું પડે એટલે એમ મૂગો થઈ જઇશ તેથી હું કંઈ ઇનામ મૂકી દેવાની નથી.'

કપિલાબહેન ગોવિંદ આવ્યો જાણી અંદરના ખંડમાંથી દિવાનખાનામાં આવ્યાં. ગોવિંદના મોં ઉપરનું નૂર ઊડી ગયેલું જોઈ એ ચોંકી ઊઠયાં. પૂછયું: 'કેમ ભાઈ, આમ સાવ ઉદાસ થઈ ગયો છે?'

મહાપરાણે ખાળી રાખેલો ગોવિંદનો સંયમ કાબૂ બહાર જતો રહ્યો. એ કોઈ સ્વજનનું મૃત્યુ થયું હોય તેમ પોકે પોકે રડવા લાગ્યો.

કપિલાબહેન ગભરાઈ ઊઠયાં: 'રામ...રામ......' એમણે બૂમ પાડી. વાચનખંડમાં રામરાય હતા તેમને નોકરના કહેવાથી ગોવિંદ આવ્યાની ખબર પડી હતી. એ દાદર ઉતરતા હતા ત્યાં એમને પોતાને બોલાવ્યાનો અવાજ આવ્યો.

કપિલાબહેને કંઇ બોલ્યા વગર દૃષ્ટિ વતી રડતા ગોવિંદને બતાવ્યો.

'શું છે ભાઈ? રડે છે શા માટે?' રામરાયે ગોવિંદને પોતાની સાથે સોફામાં બેસાડતાં પૂછ્યું.

આ શું થઈ ગયું તેની ગોવિંદને પણ સમજ ન પડી. આટલી

બધી નિર્બળતા પોતાનામાં આવી જશે એની એને બિલકુલ ખબર ન હતી. એણે છેલ્લો નિર્ણય વચન આપતો કર્યો ત્યારે એને ખબર ન હતી કે આ પગલું પછી પોતાના અંતરને કોર્યા કરશે. શિવશંકર મહારાજે વચન ન લીધું હોત તો પોતે આ પગલું કદી ન ભર્યું હોત એમ એને પાકો વિશ્વાસ હતો. રાધાનો પ્રશ્ન ઘડી-ભર જવા દેઈ એ વિચારતો તો પણ એનું મન ડંખ્યા કરતું હતું. અત્યાર સુધી એણે લગ્ન માટે હા નહોતી પાડી એમાં કંઈ રાધાનો સવાલ ન હતો. એ પોતે પોતાના કોઈ નિશ્ચયમાંથી ડગ્યો હતો એમ એનું દિલ કહ્યા કરતું હતું—ડંખ્યા કરતું હતું.

વચન ઉપર એ વિચારતો ત્યારે પણ એ મૂઝાતો હતો. વચન પોતે જાતે પરિસ્થિતિ જાણીને આપવું એ એક વાત અને કોઈ વચન લેઈ બાંધે તે બીજી વાત હતી. વળી પ્રતિજ્ઞા અને વચનનો અર્થ મહાત્માજી એવો કરતા હતા કે એ બંને શુભ માટે હોવાં જોઇએ. ભૂલથી એ અશુભ માટે લેવાયાં હોય તો એનો ભંગ કરવામાં અધર્મ નથી, ધર્મ જ છે.

એ મુદ્દા ઉપરથી મહાત્માજીને એ મૂઝવણ લખી જણાવવાનો ગોવંદને વિચાર આવ્યો. પરંતુ એને એ રાંડયા પછીનું ડહાપણ લાગ્યું. મહારાજનું વચન ન પાળી શકાય એમ મહાત્માજી જવાબ આપે, પરંતુ તેં પોતે સુધાને મળ્યા પછી, પૂરતો વિચાર કર્યા પછી, વચન આપ્યું તેનું શું? એ વચનનો ભંગ કરવાનો અધિકાર તને શો?

ગોવિંદને થયું, પોતે ખોટી ઉતાવળ કરી દીધી. મહાત્માજી સુધી જવાની પણ એને ક્યાં જરૂર હતી? રામરાય ઊંડી ધર્મ-ભાવનાવાળા ન્યાયમૂર્તિ હતા. પોતે રાધાનો પ્રશ્ન હોય તો પણ એમની ધર્મબુદ્ધિ જે કહે તે જ એ ચૂકાદો આપે એવા હતા. એમને પૂછ્યા પછી જ સુધાના પિતાને વચન આપ્યું હોત તો?

પરંતુ આ પ્રશ્ન એક વખત નક્કી થઈ જાય એટલે પોતાના ચિત્તને શાંતિ થઈ જશે માની ગોવિંદે તરત પોતાની મંજૂરી સાથે વચન આપી દીધું હતું. એથી તો ચિત્તની અશાંતિ જ વધી ગઈ હતી. પછી રામરાયને લખવાની હિંમત પણ ન રહી.

ભગવાનની ઇચ્છા એમ માની લીધેલા ગોવિંદને હવે એ સૂત્રમાં પોતાની જ નિર્બળતા દેખાની હતી. ભગવાને માણસને બુદ્ધિ અને હાથપગ આપી સ્વતંત્ર બનાવ્યો છે. પોતાની ઇચ્છા પ્રમાણે બધાને દોરવાનું પ્રભુને શું પ્રયોજન ? અને એ પ્રમાણે જગત દોરાતું હોત તો સંસારમાં અનિષ્ટ ન હોત. એ જ બતાવે છે કે જગત પોતાની ઇચ્છા પ્રમાણે દોરાય છે, પરંતુ મતિ મૂઝાઈ જાય છે ત્યારે માણસ ભગવાન ઉપર ટોપલો નાખે છે.

આમ આ ના આ વિચારમાં ગોવિંદે છેલ્લું અઠવાડિયું વીતાવ્યું હતું. અને એની અસર એના શરીર ઉપર તો કદાચ ન વરતાય પણ મોં ઉપર સ્પષ્ટ દેખાતી હતી.

અને અતિ મૂઝવણમાં માણસ છેવટ ઓચિંતુ રડી દે, એ પ્રમાણે ગોવિંદથી કપિલાબહેન સમક્ષ રોઈ પડાયું.

ગોવિંદે જાણ્યું કે હવે વાત સ્પષ્ટ કરવામાં જ છૂટકારો હતો, એટલે એણે અતથી ઇતિ સુધી જે પ્રમાણે હકીકત બની હતી તે, પોતે અત્યારે 'ગોકુળ'ના દિવાનખાનામાં બેઠો હતો ત્યાં સુધીની વાત કહી સંભળાવી.

ગોવિંદ એટલો બધો શરમીંદો પડી ગયો હતો કે બધી વાત નીચે મોએ એ કરતો હતો એટલે બીજાના મુખ ઉપર કેવા ભાવ ઝીલાય છે તેની એ નોંધ લેઈ શકે તેમ ન હતો.

પરંતુ મોંના ભાવ કરતાં ભાષા એ જ ગોવિંદ માટે મુખ્ય વસ્તુ હતી. આખી વાતમાં રાધા વચ્ચે એક અક્ષર પણ નહોતી બોલી એથી ગોવિંદે માની લીધું હતું કે એને જરૂર મોટો આઘાત થયો હોવો જોઈએ. બાકી રાધાની વાણી મૌન પકડે જ નહિ. વળી સોફામાં એ રીતે નરમ થઈને બેઠી હતી, તે પણ એ સ્થિતિનો પૂરાવો હતો.

પરંતુ ગોવિંદની એ ધારણા સાવ ધૂળ મળી. વાત પૂરી થઈ તે સાથે રાધા પ્રથમની જેમ ઉમંગમાં આવી જઈ બોલી ઊઠી: 'મારે ત્યારે બે ઇનામ લેવાનાં થયાં. એક વિવાહ થયો તેનું અને બીજું.........' એણે ગોવિંદ સામે તાકી રહેતાં અટકીને કહ્યું: 'કહું?' અને પોતાની મેળે જ જવાબ આપ્યો: 'નહિ કહું.'

ગોવિંદ આભો જ બની ગયો. વાત જાણ્યા પહેલાં રાધા જે ઉમંગમાં ઇનામની વાત કરતી હતી, તે જ ઉમંગમાં એણે ફરી ઇનામની વાત કરી. વિશેષમાં વિવાહના ઇનામની!

વાત કહી નાખવાથી એક તો એનું હૈયું હલકું થયું હતું, તેમાં રાધાના આ ઉમંગે એને સતેજ કરી દીધો. પોતે આટલા દિવસ ખોટી ભત્રાટળીમાં જ આથડ્યો ને? રાધાને પોતા માટે એવી કોઈ લાગણી જાગેલી જ નહિ ને? અને પોતે તો કેવા કેવા મહેલ ચણતો હતો?

સ્વસ્થ થઈ જતાં ગોવિન્દે આંખ માંડીને કપિલાબહેન અને રામરાય તરફ નજર કરી.

રામરાય બોલ્યા: 'પાગલ છોકરી, વેવિશાળ વખતે ઇનામ હોતું હશે? ગોળધાણા જ હોય.'

કપિલાબહેને કહ્યું: 'ગોળધાણા ય આ જ સુધી બેસી રહેતા હશે? તું વખતે તે ગઈ હોત તો ચાખત.'

રાધાએ રજાઓમાં મોહનપરા સાથે આવવાની ગોવિંદને પોતાની ઇચ્છા બતાવી હતી. પરંતુ રાધાની શહેરી સ્વાભાવિક છૂટની ગામના લોકો ખોટી ટીકા કરશે, એ ચિંતાએ ગોવિન્દે રાધાને ઉનાળાની રજાનો વાયદો કરી વાત દબાવી દીધી હતી.

એ વાતનો ઉલ્લેખ કરતાં રાધા બોલી: 'ગોળધાણા ખવડાવવા પડે તે સારું તો મેં ઇચ્છા બતાવી હતી છતાં મને એ મોહનપરા ન લેઈ ગયો.'

કપિલાબહેન વાતને અવળે રસ્તે જતી જોઈ ગોવિંદને લક્ષીને બોલ્યાં: 'ગોવિંદ! જીવનમાં કોઇ કોઈ પ્રસંગ એવા બને છે કે માણસની બુદ્ધિ મૂઝાઇ જાય છે. એને કંઇ સમજાતું નથી. ઘડીમાં એને લાગે કે એ સારું કરે છે, બીજી ક્ષણે એને ભાસે કે એ સાવ અવળું કરી રહ્યો છે!'

પોતાની જ મૂઝવણનો પડઘો પડતો જોઇ ગોવિંદ કપિલાબહેન સામે તાકી રહ્યો.

કપિલાબહેન આગળ બોલ્યાં: 'મારો જ દાખલો આપું. ઈન્ટરમાં હું હતી ત્યારે બે યુવકોની બુદ્ધિથી હું તેમના તરફ આકર્ષાઈ. એક મારા ગત પતિ સુમંત અને બીજા આ સામે બેઠા છે તે રામ.' પળ થંભીને એ બોલ્યાં: 'મારી જેમ એ બંને પણ મારા તરફ આકર્ષાયા હતા. કપિલાને બંને પોતાની કરવા આકાશ-પાતાળ એક કરતા હતા.'

ગોવિંદને એ સાંભળતાં સંકોચ થતો હોય તેમ એ નીચું જોઈ ગયો.

રાધા બોલી: 'આ પ્રસંગ તમે મને કદી નથી કહ્યો, હું કે બા!'

કપિલાબહેન હસીને બોલ્યાં: 'અપ્રસ્તુત કંઈ એવી વાતો કહેવાય છે?' અને રામરાય તરફ દૃષ્ટિ કરી એમણે કહ્યું: 'આ રામ તે દિવસે પણ આજના ન્યાયાધીશની જેમ પોતાનું હિત હોય છતાં એટલા જ તટસ્થ! રામરાય તરફ હું ન આકર્ષાઉં તે માટે સુમંતે એમની બુદ્ધિને ઉતારી પાડતું ઘણું કહેલું. પરંતુ રામે સુમંતની વાત નીકળતી ત્યારે એની બુદ્ધિનાં વખાણ જ કરેલાં. છેવટ રામ હાર્યા, સુમંત જીત્યા. હું અને સુમંત જોડાયાં. હું એને પ્રેમલગ્ન માનતી હતી. અને સાચે જ અમે સુખી પણ હતાં. પણ એ સુખ પાંચ વર્ષ જ ટક્યું. હું વિધવા બની.'

કોઈ શોકની સભા હોય અને એક મિનિટ સદ્‌ગતના માનમાં મૌન પળાય તેમ કપિલાબહેને મૌન જાળવ્યું.

એ વખતે કપિલાબહેનનું હૈયું ભરાઈ આવ્યું હતું એમ તે પછીનો એમનો સૂર ખાત્રી આપતો હતો: 'એ દુ:ખથી હું ભાગી પડીશ એમ જ મને તે સમયે લાગતું હતું. મારી માનસિક સ્થિતિ પણ એટલી વ્યગ્ર હતી. છ માસના અનુભવે મને સમજાયું કે જો મારે સ્વસ્થ રીતે જીવવું હોય તો કોઇનો ટેકો જોઇશે. એકલવાઈ હું નહિ ઊભી શકું. પણ હૃદયમાં મંથન જાગતું કે પ્રેમલગ્નની પુનર્લગ્ન હોય?'

કપિલાબહેને ગોવિંદ સામે જોઇને કહ્યું: 'તું આજે જે જાતની મૂઝવણમાં પડી ગયો છે તે મૂઝવણ એ મારી મૂઝવણ આગળ કંઈ વિસાતમાં નથી.'

ગોવિન્દે પણ એનો સ્વીકાર કર્યો હોય તેમ ડોકું ખૂકાવ્યું.

'એ દુઃખમાં મને રામ યાદ આવ્યા. સિવિલિયન થઈ આવી તે વખતે એ હઝારા જિલ્લામાં આસિસ્ટન્ટ કલેક્ટર હતા. એમણે લગ્ન કર્યાં ન હતાં. મને થયું હું મારી ઇચ્છા એમને જણાવું.'

કપિલાબહેન અટકીને બોલ્યાં: 'ગોવિંદ! જેના પ્રેમનો એક દિવસ અસ્વીકાર કર્યો હતો તેને, વિધવા થયા પછી એક સ્ત્રી પત્ર લખવા ધારે છતાં એની કલમ શી રીતે ઉપડે?'

રાધાને બોલવાની ઇચ્છા થઇ પણ એ સુદ્ધાં ચિત્રવત્ જડાઇ ગઈ હતી.

'એક માસ મારા મગજમાં એવું મંથન ચાલ્યું કે જો હું પત્ર ન લખું તો પાગલ થઇ જઇશ! એમ લાગવા માંડયું. છેવટ મેં પત્ર લખી જ નાખ્યો. અને છતાં શાન્તિ ન વળી. થયું—લખ્યો એ જ ભૂલ કરી. અને ગોવિંદ! આજે તને એકે ય પત્રે નિરાંત નથી વળતી તેવી મારી સ્થિતિ તે સમયે હતી.' અધિરાઇ આવી જાય એટલી લાંબી ક્ષણો સુધી અટકીને એમણે આગળ જણાવ્યું: 'વળતી ટપાલે જ રામનો જવાબ આવ્યો. રામને મેં સાચે જ ત્યારે ઓળખ્યા. શું એમણે લખ્યું હતું?' જાણે એ પત્ર અત્યારે વાંચતાં હોય તેમ કપિલાબહેન બોલતાં હતાં.

'કપિલા! તારા પત્રે મને આ જન્મમાં જ સાબિતી આપી છે કે શુદ્ધ પ્રેમ એ જ માનવીનું સાચું ધન છે. હું કૉલેજના આપણા સહવાસમાં તને ચહાવા લાગ્યો ત્યારે મને ખ્યાલ પણ નહોતો કે કપિલા વિના બીજી સ્ત્રીનું મારા હૃદયમાં સ્થાન સાચે જ નહિ હોય. પરંતુ એની પ્રતીતિ પાછળથી થઈ. તેં સુમંત સાથે

લગ્ન કર્યું એ મને સાચે જ બહુ દુઃખદાયક થઈ પડેલું. વિલાયતમાં મારા એ છ માસ કેટલા બેકાર ગયા હતા તે હું જ જાણું છું. પરંતુ એમાંથી મને શુદ્ધ પ્રેમનાં દર્શન થયાં. મેં તારું સદા કલ્યાણ ઈચ્છયું. એ વૃત્તિમાંથી મારો પ્રેમ પોષણ મેળવતો હોય તેમ કોઈ બીજી સ્ત્રીનું સ્થાન આ હૃદયમાં ન થઈ શક્યું. કેટલાં માગાં આવ્યાં છતાં સાચે જ મને લગ્ન કરવાની ઊર્મિ ન જાગી. આજન્મ કૌમાર્ય સેવવામાં જ રામ સુખી રહેશે એમ મારા હૃદયે દર વખત સાક્ષી પૂર્યા કરી છે!

'તારા વૈધવ્યનો આઘાત એ પણ મારે માટે તારા લગ્નના જેટલો જ ક્રૂર હતો. તારા ચિત્તની હાલની સ્થિતિ જાણીને વળી વિશેષ દુઃખ થયું. કપિલા! વિશેષ કંઈ લખતો નથી, તું સુખમાં કે દુઃખમાં, મારી સાથે હોય કે ન હોય, હું તો તારો જ છું. તારા માટે મારા હૈયાનાં દ્વાર સદા ઉઘાડાં છે તો નિર્જીવ કાષ્ટનાં દ્વાર બંધ કરવાનું કોઈ કારણ નથી. હું તો માનું છું કે મારા પ્રેમની કસોટી પ્રભુએ પૂરી કર્યા વગર મને ઉગારી લીધો, એ જ એની અપાર કૃપા કહેવાય!'

ગોવિંદ જાણે એ રામને આજ પ્રથમ જોતો હોય તેમ રામરાય તરફ તાકી તાકીને જોવા લાગ્યો. રાધાની ચંચળતા પણ પ્રસંગની ગંભીરતા જોતાં ઝંપી ગઈ હતી.

કપિલાબહેન બોલ્યાં: 'એ પત્રે, ગોવિંદ, મારી બધી હિંમત ભાંગી નાખી! રામ એ સાચે જ રામ હતા, એને સીતા જ લાયક ગણાય. મારા જેવી દુઃખમાં આવી પડેલી એક સામાન્ય સ્ત્રી શું લાયક હતી? એ મારા પ્રેમને લીધે જ આજ સુધી કુંવારા છે, એ

હકીકત જાણતાં હું નિરાશ થઇ ગઇ. મારી પામરતા લજવાઈ ગઈ. મેં પત્ર લખ્યો કે, હું આવેગની મારી પત્ર લખી બેઠી હતી. મારા એ પત્રને ફોક સમજજો !'

રાધા અને ગોવિંદ બંને સોફામાંથી ઊંચાં થઇ ગયાં.

એમનો મનોભાવ પામી જતાં કપિલાબહેને કહ્યું: 'ગોવિંદ ! મારી એ રાત્રિએ કેવાં સ્વપ્નાં અને ભ્રમણાઓમાં ગઇ છે, તેનું હું પણ વર્ણન નથી કરી શકતી. રામ મારી એ ના પાડવા પાછળની મનોવૃત્તિ પામી ગયા. દેવ મટી એમણે મારી સાથે સામાન્ય માનવી રૂપે પત્રવ્યવહાર શરૂ કર્યો.'

કપિલાબહેનને એ સ્થિતિ પ્રત્યક્ષ થતાં રામરાય સામે જોઇ હસવું આવ્યું—બોલ્યાં:' પત્રવ્યવહારમાં મે બે વખત હા પાડી અને ના પાડી. રજા લેઇ એ છેવટ મુંબઇ આવ્યા. ગુરુવારે હું મુંબઈ આવીશ એમ મેં લખી દીધું હતું. અને બુધવારે મેં તાર કર્યો: મને માફ કરો. હું નહિ આવી શકું !'

આવા ગંભીર વાતાવરણમાં પણ ગોવિંદ અને રાધા હસી પડયાં.

'રા મવળી પાછા ગયા. મારા હૈયામાં એની એ ગડમથલ ચાલતી હતી. છેવટ એક દિવસ હું જાતે એમને કંઇ જણાવ્યા વગર ઉપડી. ગાડીની મુસાફરીમાં પણ મારી એટલી જ અસ્થિરતા હતી. એ સ્થિતિમાં હું રામને બંગલે જઇને ઊભી રહી. રામ હસીને બોલ્યા—મને ખાત્રી હતી જ કે તું આવ્યા વિના નહિ જ રહે !'

વાત પૂરી થતાં કપિલાબહેને કહ્યું: 'ગોવિંદ ! એ લગ્ન કર્યા પછી પણ છ માસ સુધી મારા મગજમાં એ જ અસ્થિર વિચારો વહ્યા કરતા હતા. મને એનો જાતઅનુભવ છે એટલે તારી સ્થિતિ

સમજુ છું. અને એ અનુભવથી કહું છું કે, એક વખત પગલું ભર્યું કે પછી તે તરફ જ વિચારો કરવા. એમાંથી જ એક દિવસ ચિત્તમાં શાંતિ અને સ્થિરતા આવશે.'

ગોવિંદે રામરામને પૂછ્યું: 'બાપુજી ! મહારાજનું એ વચન પાળવા હું બંધાયેલો ખરો ?'

રામરાય હસીને બોલ્યા: 'હવે એ પ્રશ્ન જ ક્યાં રહે છે ? તેં પોતે સુધાને વચન આપ્યું. એ વચન રામની રઘુકુળ રીત પ્રમાણે અફળ હતું એમ તેં ખાત્રી આપી તેથી એ લોકોએ તારા ઉપર વિશ્વાસ મૂક્યો. અને જો તું કહે છે એમ સુધા તને પસંદ પડી હોય તો વિવાહથી બંધાવું એ ખોટું પણ નથી.'

'એ ખોટું નથી ?' ગોવિંદથી પૂછી જવાયું.

'ના, બિલકુલ નહિ.' રામરાય બોલ્યા: 'સહવાસમાંથી પ્રેમ, અને પ્રેમમાંથી લગ્ન, એ પદ્ધતિને આપણે સારી ગણીએ તો એજ તત્ત્વ આમાં પણ છે. તમે બંને મળ્યાં એ સહવાસ, વિવાહ થયો એટલે બંને એકબીજાનો વિચાર કરશો એટલે પ્રેમ સ્વાભાવિક ઉત્પન્ન થાય, પછી લગ્ન.'

'એ ખરું, બાપુજી ! પણ આમાં લગ્ન અનિવાર્ય છે. તમે કહ્યું તેમાં એ અનિવાર્ય નથી.'

રામરાયે કહ્યું: 'જીવનમાં દરેક વખતે સંપૂર્ણતા ક્યાં મળે છે ? શુભવૃત્તિ રાખવામાં માણસનું કર્તવ્ય પૂરું થાય છે.'

રાધાથી બોલ્યા વગર ન રહેવાયું: 'બાપુજી ! એ સર્વ એને ગમ્યું હશે ત્યારે જ હા પાડી હશે ને ? રડવાનું તો અમસ્તુ ખોટું ખોટું !'

કપિલાબહેનઃ ‘ રાધા ! તારે તો બધી ગમ્મત હોય છે. પણ વીતે એ જાણે. બીજાને એની શી ખબર ?’

રાધાઃ ‘ બા ! વીતે છે તો બધાંને પણ ગોવિંદ જેવા રડે અને તમારા જેવાં આજ સુધી છાનું રાખ્યું તેમ છાનું રાખે. ’ વીતે છે તો સર્વને. ’

રામરાયઃ ‘ હવે તું જે એને વધાઈ ખાતી હતી એ તો કહે. ’

રાધાઃ ‘ જે વિવાહના ગોળધાણા ન ખવડાવે તે ઇનામ શું આપે ? કહી જ દેઉં છું ત્યારે ?’ અને ગોવિંદના સામે જોઇ કહ્યું: ‘ તારે માટે મેં ટ્યુશન તૈયાર રાખ્યું છે. વાસંતીનું--પણ જાઆવ કરવા તુરત સાયકલ શીખવી પડશે. ’

ગોવિંદના મોં ઉપર કંઈ ભાવ ન બદલાયો એટલે એ એને ગમ્યું કે નહિ તે રાધાને ન સમજાયું.



# ૧૧

આખું જગત બદલાઇ ગયું હોય તેમ ગોવિંદને લાગતું હતું. એણે ધાર્યું હતું કે 'ગોકુળ' એના વિવાહથી આઘાત પામશે. પરંતુ એવું કંઇ ન થયું. ઊલટ, એમાં કશું ખોટું નથી થયું એવું આશ્વાસન પણ કપિલાબહેન અને રામરાયે આપ્યું હતું. રાધાને તો જેમ બીજી વાત હસવામાં જતી તેમ આ પ્રસંગે ય મજાકનો બની ગયો હતો.

બાકી હતું તે, સુસ્મિતાએ જાણ્યું ત્યારે એણે પણ એ પગલાને વધાવી લીધું.

ગોવિંદે મનમાં વિચારેલો આદર્શ–ભણતાં સુધી વિવાહ કે લગ્ન નહિ કરવાનો–ભંગ થયો હતો એમ બતાવ્યું.

સુસ્મિતા એને ક્ષુલ્લક ગણતાં બોલીઃ 'જો ગોવિંદ ! એ આદર્શોમાં દેખાય છે તેવી કોઈ મજા નથી. ડુંગરા દૂરથી રળિયામણા દેખાય છે.'

ગોવિંદે ખાત્રી થયા છતાં પૂછ્યુંઃ 'મારું આ પગલું તમને ગમ્યું છે ?'

'ઘણું જ.' સસ્મિત સુસ્મિતાએ કહ્યુંઃ 'સુધા તને પસંદ પડી હોય તો એમાં કંઈ ખોટું નથી. મારી તો સલાહ છે કે-

લગ્નસંબંધ સરખા દરજ્જાની વ્યક્તિઓ વચ્ચે બંધાવો જોઈએ. બાકી દરજ્જો ચૂકીને થયેલાં લગ્ન પાછળથી દુઃખરૂપ નીવડે છે.'

ગોવિંદ: 'મને તારી આ અધ્યાહાર સલાહમાં કંઈ સમજ ન પડી.'

સુસ્મિતા વાતને સ્પષ્ટ કરતાં બોલી: 'રાધા તારી થાય એવી મને ઊંડી ઝંખના હતી. મેં તને પણ મજાકમાં કહેલું. પરંતુ હવે મને લાગે છે કે એવાં જોડાણ થોડા વખત માટે ભલે મનોહર લાગે. પણ એનું પરિણામ કલ્પીએ છીએ તેવું સુંદર નથી આવતું.'

ગોવિંદથી પૂછી જવાયું: 'કેમ ?'

સુસ્મિતા મોં ઉપર હાસ્ય લાવતાં બોલી: 'ઊંડે ઊંડે તારા હૈયામાં પણ એનું પાણી રહી ગયું છે ખરું.'

ગોવિંદ શરમાઇ જતાં જૂઠું બોલ્યો: 'એવું કંઇ નથી, જાણવા ખાતર હું તો પૂછું છું.'

વાતને પામી ગયાનો કટાક્ષ કરતાં સુસ્મિતાએ કહ્યું: 'મારાથી છુપાવવાનું શું કારણ છે, ગોવિંદ ? એવું ન હોત તો તને આ વિવાહનો જે ઊંડે ઊંડે પસ્તાવો થાય છે તે ન થાત.'

જુઠાણું આગળ ચલાવ્યા વગર ગોવિંદે મૌન સેવ્યું.

સુસ્મિતા એ સમજી જતાં બોલી: 'એવો મોહ રહી ગયો હોય તો કાઢી નાખજે. એ કાઢી નાખવામાં જ તારું હિત છે. રાધા તને ચાહતી હોત તો પણ હું તને લગ્ન કરવાની સલાહ ન આપું.'

'કારણ ?'

'કોઇ આપણને ચાહે એટલું જ બસ નથી. એ કેવા ભાવે ચાહે છે એ મુખ્ય છે. માણસ પૂતળાને પણ ચાહતો હોય છે.

આપણને કોઈ પૂતળા તરીકે ચાહે છે કે સાચા પ્રેમી તરીકે, એ સમજવું સહેલું નથી.' સુસ્મિતા જાણે અંતરનો પડઘો પાડી રહી હોય તેમ એનો સૂર રણકી રહ્યો હતો.

ગોવિંદને પણ એ સાથે રાધાનો પ્રેમ પૂતળાપ્રેમ જેવો લાગ્યો. 'ગોકુળ'માં એ આવ્યો ત્યારથી રાધા એના ઉપર પ્રેમ કરતી હતી. એ પ્રેમને લીધે જ એ દ્વિધામાં પડી ગયો હતો. પરંતુ જો એ પૂતળાપ્રેમ ન હોત તો સુધા સાથેના વિવાહની વાત થતાં એનો જીવ ઊડી ન ગયો હોત ?

વળી બીજે દિવસે સાયકલ શીખવતાં શીખવતાં પણ કેવી ગમ્મત કરી રહી હતી ?

'ગોવિંદ ! તારે મને સુધા બતાવવી પડશે.'

'એમાં બતાવવાનું શું છે ? એ પણ તારા જેવી એક છોકરી જ છે.'

'સાચે જ, એ મારા જેવી છે ?'

'છોકરી તો ખરી કે નહિ ?'

'પણ સુંદર તો મારા કરતાં વધારે હશે, નહિ ?'

'ના, ના, એવી કંઇ એ રૂપસુંદર નથી.'

'હું ન માનું.'

'કેમ ?'

'ગોવિંદે પાસ કરી માટે.'

'હું એવો કયો રાજાનો કુંવર છું કે નાપસંદ કરું ? મારા જેવા ગરીબને એ પરણવા તૈયાર થાય એ જ મારે માટે ઓછું નથી.'

'એટલે સુધા વગર ગોવિંદને બીજું કોઈ પરણવા તૈયાર નહોતું, એમ ને ?'

'તું જ કહે, કોણ હોય ?'

'એ તો મને શી ખબર ? તમારા સમાજની હું ઓછી પરિચિત છું કે કંઈ કહી શકું ?'

'સુધા મને મળે એ જ મારા સમાજમાં મોટી વાત છે.'

'એ તો ઘણું સારું કહેવાય ત્યારે.'

'તને ગમ્યું ને ?'

'મને શું કામ ન ગમે ?'

ગોવિંદને રાધા સાથેની એ વાતચીત પ્રત્યક્ષ થઈ. રાધાનો પોતા પ્રત્યેનો પ્રેમ પણ પૂતળાપ્રેમ જ ને ! કોઈ ગરીબનો છોકરો પોતાને ઘેર આવ્યો છે, ગુણી છે, સુશીલ છે, હોશિયાર છે, માની બંગલામાં પાળેલા કૂતરા સાથે ખેલ કરે તેમ એ ગોવિંદ સાથે ગમ્મત કરે એવો જ એનો ભાવ કે બીજું ?

ગોવિંદને સાચે જ ખાત્રી થઈ કે રાધાનો પ્રેમ સુસ્મિતા કહે છે તેમ પૂતળાપ્રેમ હતો. એટલે એ મનનો ભાવ ન છૂપાવી શક્યો—બોલી ઊઠયો: 'સુશીલા ! તારું કહેવું અક્ષરસહ સાચું છે. પ્રેમ એ મુખ્ય વસ્તુ નથી, એની પાછળ કેવો ભાવ છે એ મુખ્ય છે. એમતો આપણે ઘરનાં ઢોર, કૂતરાં કે બિલાડાં પ્રત્યે પણ ક્યાં હેત નથી રાખતાં ?'

સુસ્મિતા ભાર દેઈને બોલી: 'મારું તને, ગોવિંદ, એ જ કહેવું છે. સાચો પ્રેમ સમાનતામાં છે. સમાનમાં એ પ્રેમ શરૂમાં નહિ હોય તો પણ પછી ઉદ્ભવશે. અસમાનમાં એ પ્રેમ શરૂમાં હશે તો પણ પાછળથી એ વિલુપ્ત થશે. સમાનતા બીજા કોઈ ક્ષેત્રમાં સચવાય કે નહિ, પરંતુ લગ્નક્ષેત્રમાં સચવાવવી જોઈએ. એ નહિ હોય તો લગ્નજીવન સુખી નહિ થાય. તેથી જ સુધા સાથેના

તારા વિવાહને હું ટેકો આપું છું. અને સલાહ આપું છું કે રાધા મનમાં હજી હોય તો કાઢી નાખજે. એ તને પ્રેમ કરશે તો પણ ઉપલે પગથિયે રહીને. લગ્ન પહેલાં એ કદાચ તારી સાથે ઊભી હશે તો પણ લગ્ન પછી એ ઉપલા પગથિયે જતી રહેવાની. એણે તારા ઉપર કૃપા કરી છે એ વૃત્તિએ ભૂલવા માગશે છતાં નહિ ભૂલી શકે. અને લગ્નમાં જો કોઇ સામાપક્ષની કૃપા મેળવીને જોડાશે તો એના જેવી કરૂણતા જીવનમાં બીજી કોઇ નહિ હોય.'

એમ કહેતાં કહેતાં સુસ્મિતાની આંખમાં જળજળિયાં આવી ગયાં. કંઠ ભરાઇ ગયો. હૃદય ધડકી રહ્યું. નાડી જોરથી ધબકી રહી. મોં ઉપર કોઇ દબાવી રાખેલી દુ:ખની છાયા ફરી વળી.

ગોવિંદ એ બધા ભાવ પામી ગયો. સુસ્મિતા સંકોચ ન પામે માટે તેણે એ વાતચીત ત્યાં જ પડતી મૂકી. પરંતુ એ પ્રસંગ પછી એનું મગજ સુસ્મિતાના વિચાર કરતું થયું. વળી રોજ એ એના બંગલે વાસંતીને ટ્યુશન આપવા જતો એટલે એના જીવનમાં પ્રવેશવાનું પણ સ્વાભાવિક બનતું.

પહેલાં કૉલેજમાં એની સાથે જે વાતચીત થતી એ પણ હવે બંધ થઇ હતી. ઇરાદાપૂર્વક એ પોતાને ટાળે છે એમ પણ ગોવિંદને છેલ્લા એક મહિનાથી લાગવા માંડયું હતું. એના અંતરમાં કંઇ સળગી રહ્યું હતું એમ ગોવિંદને સુધાના વિવાહને આવકારતી વખતેની એની સલાહમાં જ સમજાઇ ગયું હતું.

છેવટે એક દિવસ ગોવિંદે એને ઇરાદાપૂર્વક મારે થોડી વાત કરવી છે, કહી રીસેસમાં બોલાવી.

સુસ્મિતાએ પૂછ્યું: 'બોલ શું કહેવું છે?'

'કેમ હમણાંની મારાથી દૂર ભાગે છે?'

'એ પછી, પ્રથમ તારી વાત કહી નાખ.'

'કેમ એટલી બધી ઉતાવળ છે ?'

'હા.'

'શી ?'

'કામ વગરની બીજી નકામી વાતો શી કરવી ?'

'તને પણ 'અલકાપુરી'નું પાણી માફક આવ્યું ખરું.'

'માફક ન આવે તો પણ માફક કર્યે છૂટકો.'

'કારણ ?'

'તું નહિ સમજે.'

'શાથી ?'

'પુરુષથી નથી સમજાય એવું. સ્ત્રી સમજે—પત્ની થઇ હોય તેને જ સમજાય.'

ત્યાંના વાતાવરણનો ગોવિંદને પણ સારો અનુભવ હતો. એણે કહ્યું: 'હું પણ થોડું થોડું તો સમજું છું.'

'તો આપણા માટે, મારા માટે, આપણે ન મળીએ તે જ સારું છે.'

'હેં!' ગોવિંદને આશ્ચર્ય થયું: 'સુશીલા! તારી ઉપર સુરેન્દ્ર શંકાથી જુએ છે? અને તું મને મળે એમાં?'

'ગોવિંદ! તું એ ન જાણે એમાં જ મઝા છે.'

'બહેનની વાત ભાઈ નહિ જાણે તો કોણ જાણશે?'

'સાચું છે. મારે તને કહેવું જ જોઇએ.'

અને વાતને લંબાવ્યા વગર સુસ્મિતા છૂટી પડતાં કહેતી ગઇ: 'નિરાંતે હું તને એક દિવસ બધી વાત કહીશ. મારી મેળે જ હું એની અનુકૂળતા કરી લેઇશ.'

ગોવિંદના પગ ત્યાં જ જડાઇ ગયા!



૧૨

પાવાગઢની તળેટી,
ચાંપાનેરની ધર્મશાળામાંથી,
વસંતપંચમી.

પ્રિય ગોવિંદ,

પત્ર લખવાનો મોકો હું કેટલાય દિવસથી શોધતી હતી. તારું આ વિદ્યાલય સાચે જ જેલ છે. તારું એટલા માટે કહું છું કે તેં એનાં ખૂબ વખાણ કર્યાં હતાં. અમે છૂપી રીતે પણ કાર્ડ, કવર કે ટિકિટ રાખી શકતાં નથી. તેમાં અમારી છોકરીઓની જાત! ચાડીચૂગલી ખાનાર સૌ. એક વખત નોટ પેઇડ પત્ર લખવા પણ મેં વિચાર્યું હતું. છતાં શુકન એથી ન કરવા માની માંડી વાળ્યું. તારે તો એ વાત મઝાની ફાવી ગઈ ઠંડે પાણીએ ખસ ગઈ એમ ને? હું ઘેર હતી ત્યારે મેં ત્રણ પત્રો લખેલા એના તારા જવાબ કેટલા ઠંડા હતા?

ગઈ કાલે અમે બધી વિદ્યાલયની છોકરીઓ પાવાગઢના પર્યટને નીકળ્યાં છીએ. આજે વહેલી સવારમાં પાવાગઢ ચડવો શરૂ કર્યો હતો. મહાકાળીએ એનાં દર્શન કરાવતાં અમને ખબર પાડી દીધી.

હું મોમ્બાસાના આસફાલ્ટના રોડ ઉપર ચાલેલી એટલે ઊંચાનીચા પથ્થર ઉપર ચાલતાં ત્રણ વખત ઠોકર ખાઈને ગબડી ગઈ. મારી બહેનપણી થયેલ લતાને ખભે મેં હાથ મૂકવા પ્રયત્ન કર્યો ત્યારે એણે શું કહ્યું, કલ્પી શકે છે?

કહે છે—હું કંઈ ગોવિંદ નથી તે ટેકો આપું!

સાચે જ એ ક્ષણે તું મને યાદ આવ્યો. થયું, ભલે ગોવિંદ આજે અહીં નથી, પરંતુ જીવનસંગ્રામમાં ઠોકર ખાવાનો પ્રસંગ આવશે ત્યારે જરૂર મને એ ટેકો આપશે. આપીશ ને?

વળી હું બહુ અભિમાની છું. તે ક્ષણે જ બીજો વિચાર આવ્યો. ટેકો તો બંનેએ અન્યોન્ય આપવાલેવાનો છે. હું પણ એ જ રીતે એને આપીશ.

પણ ગોવિંદ! એ તો મારું અભિમાન એટલું જ. બાકી મારી પાસે એવું શું છે કે તને ટેકારૂપ નીવડે? વિદ્યાલયમાં આવતાં ખાદીનાં કપડાં મને વસમાં લાગવા માંડેલાં. ભારે અને ખરબચડાં. પણ તારી શિષ્યા બનવું નક્કી કર્યું છે, પછી એ ઉમંગથી ન પહેરું એ કેમ બને? છતાં આ તારું વિદ્યાલય મને નથી ગમ્યું કહું તો માઠું ન લગાડતો. છોકરીઓએ ભવિષ્યમાં સમાજમાં ભળવાનું છે તો એની ઉપર આવી ખોટી ચોકી શું કરવા? મનની વૃત્તિ જો ચંચળ હશે તો આમ કેદમાં પૂરવા જેવી સ્થિતિ કરવાથી એ ચંચળતા જતી રહેશે?

મારો જ દાખલો. મારે તને કોઈ હિસાબે પત્ર લખવો હતો તે આ ધર્મશાળામાં ચોરીછૂપીથી પણ લખું છું કે નહિ? આવો લાંબો પત્ર લખવાની એકાંત મેં કેમ મેળવી છે તે ખબર છે? આ પર્યટનની મુખ્ય સેવિકા હું છું. એથી જ મારી પાસે કાર્ડ, કવર અને ટિકિટો પણ છે. એક કવરનો હિસાબ નહિ મળે એટલે ચાર

પૈસા ખિસ્સામાંથી મુકી દેઈશ. હું પર્યટનનો પ્રવાસલેખ લખું છું એમ કહી મને ખલેલ ન કરવાનું બહાનું કાઢી એકાંત મેળવી લીધી છે!

લેખ પછી મારે બતાવવો તો પડશે. પણ એનો ય મેં રસ્તો શોધી રાખ્યો છે. બરાબર કંઇ ન લખાયું. ફાડી નાખ્યો. હવે નિરાંતે વિદ્યાલયમાં જઈને લખીશ!

તને થશે કે, સુધા આમ સાવ છેતરપિંડી કરે એવી છે? એનો જવાબ તું જ આપ. માણસની વૃત્તિઓને તમે સીધે રસ્તે ન વહેવા દો તો એ આડે માર્ગે જ વહે ને? આમ છેતરપિંડી કે ચોરી–છૂપી વગર બીજો કોઇ રસ્તો હોય તો મને જણાવજે. હું તે પ્રમાણે કરીશ. પણ હા, તું એમ કહીશ કે એવી રીતે તારે પત્ર ન લખવો તો એ નહિ બને, હં કે ગોવિંદ!

પણ તારે તો મોટી નિરાંત છે. હું આ જેલમાં હોઉં ત્યાં સુધી તારે પત્ર લખવાની ચિંતા જ કયાં છે? પરંતુ યાદ રાખજે, રજાઓમાં એનો બદલો વ્યાજ સાથે વાળવો પડશે. સુધા લહેણું વસુલ કરવામાં પડાણુ કરતા વધી જાય એવી છે, તે સાથે સાથે કહી રાખું છું!

લતા હમણાં જ મારી એકાંત ઓરડીમાં ડોકિયું કરી ગઇ. મેં પત્ર બંધ કરી દીધો. કહ્યું—એક વખત મને લેખ પૂરો લખી રહેવા દે. વચ્ચે મને ખલેલ કરે તેથી મારી કલ્પના તૂટી જાય છે!

મને આમ સામાની નજર ચૂકવતાં સરસ આવડે છે. હું જો ગોવિંદ હોઉં અને તું જો સુધા હોત, હું તારી જગ્યાએ 'ગોકુળ'માં હોત અને તું મારી જગ્યાએ વિદ્યાલયમાં હોત તો હું તને જરૂર પત્ર લખત. વિદ્યાલયના આચાર્ય કે છાત્રાલયના ગૃહપતિ એ પત્ર વાંચત છતાં એ ન સમજત!

તું આ વાંચીને હસ્યો, નહિ? હું ગપ્પાં મારું છું એમ તને લાગ્યું ખરું? પણ હું સાચું કહું છું. એવા કાગળો આવે છે તે તેં સાંભળ્યું છે, જે પાણીમાં બોળો એટલે અંદર લખેલું વંચાય? લોકવાર્તા જેવું લાગ્યું નહિ? પણ લોકવાર્તાઓ એવા બનાવો ઉપરથી જ બનેલી હોય છે. એવા લોકવાર્તાના કાગળ આજે મોજૂદ ન હોત તો હું તૈયાર કરત. પણ જવા દે એ વાત, હું ગોવિંદ હોત તો ને?

મને ગોવિંદ થવાનું આજે ઘેલું લાગ્યું હોય તેમ થયું છે. માતાજીનાં દર્શન કરવા અમે ગયાં તે પહેલાં પાસે નાનું તળાવ છે, તેં જોયું છે ને? તેમાં અમે નહાવા પડયાં. મને પગ મૂકતા પહેલાં શો વિચાર આવ્યો, કહું? આ તળાવડી પેલી લોકવાર્તા જેવી હોય અને હું પુરુષ—ગોવિંદ—બની જાઉં તો? પણ બીજી છોકરીઓ તે વખતે નહાતી હતી એટલે મારા એ તરંગ જ હતા એની ખાતરી હતી. હું નાહી છતાં સુધાની સુધા જ રહી!

છતાં માન કે હું પુરુષ બની ગઈ હોત તો તું શું કરત? તારું વચન પાળવા તું આ તળાવડીમાં આવીને નહાત? સ્ત્રી બનત? મને પરણત? કે પછી મને મૂકી કોઈ બીજી છોકરીને પરણી મને ભૂલી જાત?

તેં મારી આ વાત હસી કાઢી ને? હસી કાઢશે તેની મને ખાતરી હતી. કોઈ પુરુષ સ્ત્રી થવાનું ઇચ્છતો જ નથી. ફક્ત સ્ત્રીઓ જ એવી છે કે જો હું પુરુષ હોત તો એમ વિચાર કરે છે. એનું કારણ, સ્ત્રીની પરાધીનતા.

અમને વિદ્યાર્થીઅવસ્થામાંથી જ પરાધીનતાના પાઠ પઢાવવામાં આવે છે. અમે રક્ષિત વસ્તુ હોઈએ તેમ રાખવામાં આવે છે. અમે કોઈ ગુનેગાર જાતિ હોઈએ તેમ ચોકી

રાખવામાં આવે છે. અમે પારકી થાપણ હોઇએ તેમ સંઘરવામાં આવે છે. આ બધી ભાવના માબાપોમાં હોય ત્યાં સુધી તો સમજમાં આવે છે, પરંતુ વિદ્યાલયો પણ એ જ મનોદશા સેવે ત્યારે સ્ત્રીને પુરુષ થવાનું મન થાય એમાં એનો શો દોષ ?

તું આજે પારકે ઘેર રહીને ભણી શકે છે. મારી જેમ છોકરી હોત તો બની શકત? સવિતા અને તારો જ દાખલો જોવા જેવો છે. એક દિવસ તને કેડમાં ઘાલી ફરનાર છોકરી આજે પંગુ બની ગઇ છે. અને એ કેડમાં બેસનાર છોકરો એનો ઉદ્ધારક બની રહ્યો છે. કારણ? સવિતા છોકરી હતી એટલે એને ચૌદમા વર્ષે ઘરસંસાર માંડવો પડયો ને તેય મોટી ઉમરના પતિ સાથે! ગોવિંદ છોકરો હતો એટલે ગરીબાઇ છતાં ઘરકામ કરીને ય પારકે ઘેર ભણતો રહ્યો. કન્યાનાં માગાં આવ્યાં છતાં ના પાડી શકયો, સુધાને સ્વીકારી છતાં લગ્ન ત્રણ વર્ષે કરવાની શરતે. શું આ બધી સગવડ સવિતાને મળી હોત તો એ ગોવિંદને ન ટપત?

મને આવા વિચાર જ કયાંથી આવત, જો બાપુજી જેવા ઉદાર વિચારના પિતા ન મળ્યા હોત તો? છતાં સુધાનો અભ્યાસ કેમ અટકયો? સમાજના બંધારણને લીધે. આજે એને વળી કેમ અભ્યાસ કરવા બેસવું પડયું? ગોવિંદ મળ્યો માટે. એટલે સુધાને પલટા કોના પ્રમાણે ખાવાના? પિતા પ્રમાણે, સમાજના બંધારણ પ્રમાણે, ગોવિંદની રુચિ પ્રમાણે. એને બદલે સુધાને પોતાને સ્વાભાવિક ઘડતર મળ્યું હોત તો!

અહીં વિદ્યાલયમાં અમને દળવાનું, ખાંડવાનું અને રસોઈ કરવાનું શીખવે છે. એ બધું સ્ત્રી કરતી જ આવી છે. કરશે પણ ખરી. મને એ કરતાં બીજી તાલીમ લેવાની ગમે. ગોવિંદને હું કેમ ઉપયોગી થઈ શકું. એને વકીલ થવું હોય તો હું એની સેક્રેટરી કેવી

રીતે બની શકું. એના કાગળો ટાઈપ કરી આપવા કેમ તત્પર રહું. ગોવિંદ ગરીબોની સેવા કરવા માગતો હોય તો હું એ સેવામાં એની કેમ ભાગીદારણ થાઉં!

ગોવિંદ, હું તો આવી થવાનાં સ્વપ્ન સેવું છું. મને વિદ્યાલયની આ કેદ અને દળવાખાંડવામાં કંઈ રસ નથી. અંગ્રેજીને બદલે માતૃ-ભાષા ઉપરની કેળવણીનું મંડાણ મને સંતોષતું નથી. માતૃભાષા ઉપર મને પણ મમત્વ છે, પરંતુ મારો ભાગીદાર બીજી જ ભાષા શીખતો હોય ત્યાં હું એના અભ્યાસ વગર શી રીતે ચલાવી શકું?

વિદ્યાલય ઉપર મારા આ આક્ષેપો નથી. મેં મારી પોતાની રુચિ જણાવી છે એટલું જ. વળી વિદ્યાલયની કેળવણી લેવા તેં પણ આગ્રહ કરેલો નથી. આ ટર્મ નકામી જતી હતી એટલે નવા અનુભવ ખાતર જ હું આમાં આવી. હવે મને લાગે છે કે હું જે ઇચ્છું છું તે મને અહીંથી નહિ મળે. અમદાવાદ કે વડોદરાની કોઈ સ્કૂલમાં હું નવા વર્ષે જોડાઈ જઈશ. તને એ ગમશે?

પત્ર લાંબો થયો છે. છોકરીઓથી પકડાઈ જવાની પણ બીક છે. જોડેના રસોડામાંથી લાડુની સુગંધી પણ આવે છે. એટલે હવે બંધ કરી દેઉં? આમ લખ્યા કરું તો એનો અંત ક્યાં આવે?

રાધાબહેનને વંદન કહેજે. મુરબ્બીઓને પ્રણામ.

મહાકાળીનાં દર્શન કર્યા છતાં તારી જ ભક્ત રહેલી,

સુધાના પ્રણામ.

તા. ક.

રાધાબહેન સાંભળ્યાં ત્યાં એમની ઈર્ષા આવી. થયું—એમને તારી પાસે ભણવાનું સદ્ભાગ્ય મળ્યું ત્યારે મને શા માટે નહિ? એ ઉપરથી જ કહેવત યાદ આવી—ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાયને... રાધાબહેન આથી માઠું ન લગાડે. એ સાચે જ ઘરનાં છે. હું તો ઊલટી તારો ટેકો મેળવવાની લાલચવાળી સ્વાર્થી છું. સુધા.

★



## ૧૩

ગોવિંદે એ પત્ર વાંચીને રાધાને આપ્યો. રાધા એ વાંચી રહેતાં સીધી કપિલાબહેનને આપવા દોડીઃ 'બા ! જો તો, સુધા કેવી સરસ લેખિકા લાગે છે! ગોવિંદે એને અમસ્તી પસંદ નથી કરી, હં કે?'

કપિલાબહેને પત્ર વાંચ્યો. સુધાનું આ એક પત્રે જ માન વધી ગયું.

રામરાયે કહ્યું: 'ગોવિંદ! આ રજાઓમાં સુધાને જરૂર અહીં તેડી લાવ. છોકરી ઘણી હોશિયાર લાગે છે.' અને તેમણે કપિલા-બહેન તરફ 'તમારું શું માનવું છે?' એવો ભાવ દૃષ્ટિમાં લાવી જોયું.

કપિલાબહેન એ ભાવને સમજી જતાં બોલ્યાં: 'સંસ્કાર, બુદ્ધિ કે હોશિયારી એ કોઈ એક વર્ગનો ઇજારો નથી, એનાં ગોવિંદ, સુધા વગેરે પ્રતીકો છે. સમાજમાં દરેકને સમાન તક મળે તો પછાત ગણાતા વર્ગમાંથી પણ રત્નો નીકળી આવે. સવિતાનો એણે ટાંકેલો દાખલો કેટલો પ્રસ્તુત છે? સુધાએ એનું પોતાનું પણ કેવું નિરીક્ષણ કર્યું છે?'

રામરાય ટેકો આપતાં બોલ્યાઃ 'એનું કથન સત્ય છે.

ગોવિંદને સ્થાને બીજા કોઈની સાથે એનું વેવિશાળ થયું હોત તો એનો અભ્યાસ ફરી શરૂ થાત ? પત્ની તરીકેના એના કોડ પણ મને ઉત્તમ લાગ્યા છે.' રાધાને સંબોધીને જાણે બોલતા હોય તેમ એમણે જણાવ્યું: 'આપણી છોકરીઓ આજે કેળવણી લે છે, પણ એ કેળવણી એમના શણગાર કરતાં વિશેષ કંઈ ઉપયોગી થતી નથી. પરિણામે ભણેલી પત્ની ધનિકને જ પોષાય એવી સ્થિતિ જનસમાજમાં થઈ છે.' અને એમણે કપિલાબહેન તરફ જોઈ કહ્યું: 'દૂરનો દાખલો શું કરવા, આ આપણી જ રાધા, પંદર વર્ષની થઈ. મેટ્રિક પાસ થશે. પરંતુ એના વિચારો વૈભવ તરફ જ છે કે બીજું ?'

રાધા બોલી ઊઠી: 'બાપુજીને જ્યારે હોય ત્યારે હું જ સરની હોય આવું છું.' અને ગોવિંદ તરફ નજર કરતાં એણે કહ્યું: 'તેમાંય ગોવિંદના આગમન પછી હરહમેશ કહું તો પણ ચાલે.'

'ખોટું શું છે ?' રામરાય બોલ્યા: 'હું નિવૃત્ત થયો અને સરકારી ઠાઠ ગયો ત્યારે તું શું કહેતી હતી ? 'ગોકુળ'માં સેક્રેટરી ન હોય, મોટર ન હોય, એ આપણા માટે કેટલું શરમજનક ? પરંતુ એ બધી જંજાળથી હું ત્રાસી ગયેલો માણસ છું. સરકારના હોદ્દાને લીધે ઠાઠ રાખવો પડતો. એ ઠાઠથી જ સરકારનું રાજ્ય ચાલે છે. બાકી અંદરથી બધું તંત્ર સડી ગયેલું છે. એ ઠાઠમાં બહુ વરસ ગોંધાઈ રહ્યો. ઇચ્છયું હોત તો હજું થોડાં વર્ષ ગોંધાઈ રહેવાત. પણ મારે 'ગોકુળ'ની શાંતિ જોઈતી હતી. અને એ ઠાઠમાંય જો શાંતિ મળી હોય તો' કપિલાબહેન તરફ જોઈ 'એને આભારી છે. એ મને સમજે છે. હું એને સમજું છું.'

રાધાએ કટાક્ષ કરતાં પૂછ્યું: 'ગોવિંદ પણ તમને સમજી ગયો છે. ફક્ત હું તમને નથી સમજતી એમ ને ?'

રામરાય મોં મલકાવીને બોલ્યા: 'તું ય સમજે તો છે. પરંતુ અમલદારને ઘેર જન્મી છે એટલે વૈભવનો મોહ, જાતમહેનત તરફની નફરત અને જીવનનું ધ્યેય નથી સમજી શકતી.'

રાધા: 'એમાં તો તમારો દોષ છે.'

કપિલાબહેન: 'શો ?'

'તમે અમલદાર શું કામ થયા ?'

બધાં હસ્યાં. રાધા સુદ્ધાં.

રામરાય મૂળ વાત ઉપર આવતાં બોલ્યા: 'એક અંગ્રેજ આ દેશમાં આવે છે, તેની પત્નીને આપણી ભણેલી સ્ત્રીઓ જુએ તો ખ્યાલ આવે કે તેને કેટલી મદદરૂપ બનતી હોય છે. એના સેક્રેટરીની જગા એ સંભાળે છે. એના કાગળો એ ટાઇપ કરે છે. એની સાથે એ મોટરમાં બેસી શકે છે તેમ ઘોડેસવારી પણ કરી શકે છે. બંદૂક પકડવાનો પ્રસંગ આવે તો તે વખતે પણ એના સાથે ઊભી શકે છે.'

રાધા: 'એક દિવસ, બાપુજી, તમે જ કહેતા હતા કે આપણા લોકને અંગ્રેજો જેટલી અનુકૂળતા હોય તો આપણી પ્રજા પછાત ન રહે. આજે તમે બીજું કહો છો.'

રામરાય: 'સામાન્ય જનસમાજની એ હું વાત કરતો હતો. આજે વાત કરું છું તે વિશિષ્ટ વર્ગની. એ વર્ગને બધી અનુકૂળતાઓ છે. આજે કૉલેજમાં ભણતી મોટા ભાગની છોકરીઓ ધનિક વર્ગમાંથી જ આવે છે. છતાં કેટલી છોકરીઓએ એવી મહેચ્છા રાખી છે ?' સહેજ રહીને એમણે કહ્યું: 'એ મહેચ્છા સુધાના આ પત્રમાં મેં જોઇ તેથી હું રાજી થયો છું. ગોવિંદને એ પોતે કેમ ઉપયોગી થઈ શકે તેવી તાલીમ લેવાની એને તમન્ના છે.

એવાં સ્વપ્ન સેવતી છોકરીઓ સમાજમાં પાકશે ત્યારે જ સ્ત્રીવર્ગ પ્રગતિ કરી શકશે.'

રાધા કંઈ જવાબ આપે તે પહેલાં સુસ્મિતા દિવાનખાનામાં પ્રવેશી એટલે બધાંનું ધ્યાન એના ભણી ગયું.

રામરાયે અનુસંધાનમાં ઉમેર્યું: 'સુધાઓ અને સુસ્મિતાઓની આજે દેશને જરૂર છે.'

રાધાએ કટાક્ષ કરતાં કહ્યું: 'રાધાઓ પણ દેશને જોઈશે, બાપુજી, એ ભૂલી ન જશો.'

સુસ્મિતાએ કપિલાબહેન તરફ જોઇને ખુરશી ઉપર બેસતાં કહ્યું: 'શું ચાલે છે આ બધું, કાકી?'

કપિલાબહેને કહ્યું: ''ગોકુળ'માં બીજું શું હોય? ગોવિંદના ગુણગાન સિવાય?' અને તેમણે સુધાનો પત્ર, જે એમની બાજુમાં પડયો હતો તે સુસ્મિતાને આપ્યો.

ઘડિયાળમાં ત્રણના ટકોરા પડયા. ચાર વાગે રાધા અને કપિલા-બહેનને એક સ્નેહીને ત્યાં જવાનું હતું. એટલે ચા તૈયાર કરવા કપિલાબહેન ઊઠયાં. રાધા પણ જવાની તૈયારી કરવા ચાલી ગઇ. રામરાય અને ગોવિંદ બીજી વાતચીતમાં પડયા. સુસ્મિતા અમૃત પીતી હોય તેમ પત્રના વાચનના ઘૂંટડા ભર્યે જતી હતી.

પત્ર પૂરો કરતાં એણે સવાલ કર્યો: 'ગોવિંદ! તું મને પરાઈ ગણે છે એ આજે પકડાઇ ગયું.'

'શા ઉપરથી?'

'સુધા સવિતાને ઓળખે છે. રાધાને વંદન પાઠવે છે. ફક્ત ક્યાં ય સુસ્મિતાનું નામ નથી. તેં એને મારું ઓળખાણ આપ્યું જ નહિ હોય, પછી એ બિચારી ક્યાંથી ઓળખે?'

ગોવિંદ હસ્યો.

સુસ્મિતા બોલી: 'કેવો પકડી પાડયો?'

ગોવિંદ ફરી હસ્યો.

સુસ્મિતા: 'હસીશ એટલે વાત કંઈ પલટાઈ નહિ જાય.'

'પલટવાની કંઈ જરૂર નથી. સુશીલાને પણ એ ઓળખે છે: મારા પત્રોમાં જેવાં સવિતાનાં અને રાધાનાં સ્મરણો છે એવાં તારાં પણ છે જ.'

'તો આમાં મારું નામ કેમ નથી?'

'એ મને શું કામ પૂછે છે? સુધાને પૂછ.'

'સુધાને હું શું કામ પૂછું? તું પૂછ.'

'એમ સીધી વાત કરે તો વાંધો નથી. પૂછી જોઈશ. પણ મારા ઉપર આક્ષેપ કરે એ નહિ બને.'

સુસ્મિતાએ આંખનો ઇશારો કરતાં મૂળ વાત પૂછી. એ આગળથી નક્કી કર્યા પ્રમાણે 'ગોકુળ'માં આવી હતી. રાધા અને કપિલાબહેન સાડાત્રણે ઘેરથી વિદાય થવાનાં હતાં એટલે ગોવિંદ સાથે એ દિલ ખોલીને વાત કરવા માગતી હતી. એ અનુકૂળતા માટે ગોવિંદે એને આ સમય આપ્યો હતો.

ગોવિંદે પણ ઇશારાથી જવાબ આપ્યો કે અડધો કલાક બાકી છે.

ચાપાણી પતી જતાં, પોતાને જવું પડે છે તેની દિલગીરી બતાવી કપિલાબહેન બહાર જવા તૈયાર થયાં.

રાધા બોલી: 'હું તમારી માફી નથી માગવાની, સુસ્મિતા-બહેન.'

સુસ્મિતાએ કહ્યું: 'પણ તારી પાસે મારી કોને મંગાવવી છે?'

'તમે કંઇ અમને મળવા નથી આવ્યાં, તમારા ગોવિંદભાઇને મળવા આવ્યાં છો.'

સુસ્મિતાને કહેવાનું મન તો થયું કે, અમે હમેશ કૉલેજમાં મળીએ છીએ, પણ ન બોલ્યામાં જ સાર હતો માની એ ફક્ત હસી.

રાધા કપિલાબહેનની પાછળ રહી ગઈ હતી એટલે હસતી હસતી દોડી ગઈ. સુસ્મિતા એને જતી જોઇ રહી. એ અદૃશ્ય થઇ છતાં એની દૃષ્ટિ ત્યાંથી ન ખસી.

ગોવિંદે કહ્યું: 'એ તો ગઈ. હવે ત્યાં શું તાકી રહી છે?'

સુસ્મિતાએ ત્યાંથી દૃષ્ટિ બદલ્યા વગર કહ્યું: 'જોઇ નથી રહી, વિચારી રહી છું.'

'શું?'

'રાધા રાધા જ રહે તો કેવું સારું.'

'તો શું રાધા રાધા મટી ગોવિંદ થઇ જવાની હતી?'

સુસ્મિતાએ હવે ગોવિંદ તરફ દૃષ્ટિ માંડતાં કહ્યું: 'હું મશ્કરીમાં નથી બોલતી. રાધાની આ નિર્દોષતા, સરળતા અને નિખાલસતા આગળ જતાં કાયમ રહે તો કેવું, એમ મારું કહેવું છે.'

'પણ નહિ રહે એમ શાથી માને છે?'

'યુવાની માણસની બુદ્ધિ જેમ પકવ કરે છે તેમ લાગણી બુઠી કરે છે.'

'તારી અને મારી લાગણી બુઠી થઈ લાગતી નથી.'

'એનો અર્થ આપણામાં યુવાની પૂરતી વ્યાપી નથી.'

'એવી યુવાની આપણાથી દૂર રહે એ જ સારું.'

'પણ એ દૂર રહેતી જ નથી.'

'તો લાગણી જૂઠી ન થાય તેની ચીવટ રાખવી.'

'એ વાત કહેવા જેટલી સહેલી નથી.'

'સહેલી વસ્તુ તો સર્વ મેળવે. અઘરી મેળવવી એમાં જ પુરુષાર્થ છે ને?'

'પુરુષાર્થ પ્રભુએ પુરુષ માટે જ રાખ્યો છે. સ્ત્રીને દુર્બળતા જ આપી છે.'

'એવું ન હોય, સુશીલા પ્રભુને એવો ભેદભાવ કરવાનું શું કારણ?'

'એ તો પ્રભુ જાણે.'

'પ્રભુ શું જાણતો હતો? આપણે જાણવું જોઇએ.'

'એ વાત પણ સાચી હશે. પરંતુ 'આપણે'માં પુરુષો એકલા જ, સ્ત્રીઓને એ હક નથી.'

'એમાં તો સમાજનું બંધારણ દોષિત છે. સુધાએ પત્રમાં લખ્યું છે તેમ.'

'એનું કહેવું સાચું છે. સ્ત્રીને પોતાની કોઇ રુચિ નથી. સમાજ ઘડે તેમ, કુટુંબ ઘડે તેમ, અને પાછળથી પતિ ઘડે તેમ એને ઘડાવું પડે છે. અને સ્ત્રી કંઇ કુંભારના ઘરનું, પકવ્યા વગરનું, સુકાયા વગરનું, લીલું માટલું ઓછી છે કે એને દરેક ટપલા મારે તેમ એ નવો આકાર ધરી શકે?' કહેતાં કહેતાં સુસ્મિતાનો સાદ ગળગળો થઇ ગયો: 'સમાજ માનતો હોય છે કે સ્ત્રી નવી પરિસ્થિતિ પ્રમાણે

અનુરૂપ થઇ જતી હોય છે. પણ એની સાચી વેદના સ્ત્રી જ જાણતી હોય છે. એનો આત્મા હરપળે હણાતો હોય છે તેની કોઈને ખબર હોતી નથી. અને હોય તો પણ કોઈને પરવા હોતી નથી. એવી આત્મા વગરની સ્ત્રી પાસે પછી જીવનમાં પહેરવાઓઢવા અને શરીરને ઘરેણાંથી શણગારવા સિવાય બીજું કંઇ કામ રહેતું નથી.'

ગોવિંદે કંઇ દલીલ કર્યા વગર ઊભા થતાં કહ્યું: 'ચાલ, ઉપર ચાલ. મારી રૂમમાં બેસી નિરાંતે એ બધી વાતો પતાવી દઈએ.'

સુસ્મિતા હૈયું હલકું કરવા જ આવી હતી એટલે તરત ઊભી થઈ.



૧૪

ગોવિંદની રૂમ બહુ સાદી હતી. ટેબલ, ખુરશી કે એવું કોઇ ફરનીચર એની રૂમમાં ન હતું. શેતરંજી ઉપર બેસી એ વાંચતો, લખતો. ઢીંચણ એ એનું ટેબલ હતું, એ ઉપર કાગળ રાખી એ બધું લેખનકામ કરતો. પાથરવા માટે એકલિયું હતું, છતાં ઘણી વખત એ શેતરંજી ઉપર જ સૂઈ રહેતો.

એની રૂમમાં ત્રણ નાના ફોટાઓ હતા. એક મહાત્મા ગાંધીજીનો, બીજો શ્રી અરવિંદનો અને ત્રીજો એના દાદાનો. દાદાનો ફોટો ગોવિંદનો એક મિત્ર મોહનપરા આવેલો ત્યારે એણે પોતાના કેમેરાથી લીધેલો.

રાધાએ એને પૂછેલું: 'ત્રણમાંથી એક જ ફોટો રાખવાનો હોય તો કોનો રાખે?'

ગોવિંદે કહેલું: 'દાદાનો.'

'ચોથો ફોટો વધારવાનો હોય તો કોનો વધારે?'

'શિવશંકર મહારાજનો.'

'રાધાનો નંબર કેટલામો આવે?'

'બિલકુલ ન આવે.'

'એટલો બધો તિરસ્કાર છે?'

'ના. પ્રત્યક્ષ છે માટે.'

'આ ત્રણ ફોટા મૂકવાનું કારણ?'

'પ્રેરણા માટે.'

એમાંથી શી પ્રેરણા મળે છે?'

'મહાત્માજી મને નાનામાં નાના સેવક થવાની પ્રેરણા આપે છે. શ્રી અરવિંદ આત્માની જાગ્રતિ પ્રેરે છે. દાદા મને સ્વજન પ્રત્યેની ભક્તિ પ્રેરે છે.'

'એ પ્રેરણા જીવનમાં ઊતરી છે ખરી?'

'ઊતારવા પ્રયત્ન કરું છું.'

'એ સિવાય બીજી પ્રેરણાની જરૂર નથી?'

'એમાંથી જ બીજી પ્રેરણા પણ મળી રહેશે.'

સુસ્મિતા ગોવિંદના આવ્યા બાદ 'ગોકુળ'માં આવી હતી, પરંતુ એની રૂમમાં આ પ્રથમ આવતી હતી એટલે એની સાદાઈ જોતાં એ બોલી ઊઠીઃ 'મોહનપરા જ 'ગોકુળ'માં ઊભું કર્યું છે કે શું?'

ગોવિંદે હસીને કહ્યુંઃ ''ગોકુળ'ને ઓછું ત્યારે મોહનપરામાં લેઈ જઈ શકાય તેમ છે?'

પેલા ત્રણ ફોટાઓમાંથી સંદેશો મળ્યો હોય તેમ સુસ્મિતા બોલીઃ 'ગોવિંદ! સાચે જ તારી લાગણીઓ કોઈ પણ સ્થિતિમાં બૂઠી નહિ થવાની. જુવાની કે વૈભવ એને નહિ જીતી શકે.'

શેતરંજી ઉપર સુસ્મિતા બેઠી. સાથે, થોડે દૂર બેસતાં ગોવિંદે

કહ્યું: 'મારાં વખાણ કરાવવા મેં તને અહીં નથી બોલાવી. મારે તારું હૈયું જાણવું છે.'

સુસ્મિતા શરૂઆત કરતાં બોલી: 'એ હૈયાનાં જળ, ગોવિંદ, ઓસરવા માંડયાં છે. અગાધ સમુદ્રનાં જળ પણ, નવું નવું નદીઓનું પાણી ન આવે તો ઓસરી જાય, તો હૈયાનાં જળ નવી આવક વગર ક્યાં સુધી ટકે?'

ગોવિંદે એનો સ્વીકાર કરતાં કહ્યું: ''અલકાપુરી'નું વાતાવરણ તને માફક આવે એવું મને પોતાને પણ લાગ્યું નથી. માણસો પોતે મશીનની માફક વર્તતાં હોય તેમ લાગે છે.'

'મશીન તો સારું, ગોવિંદ. એમાં જેમ પ્રેમ નથી હોતો તેમ ઘૃણા પણ નથી હોતી. પણ 'અલકાપુરી'માં પ્રેમ નથી એમ તો શું કામ કહું, પણ મારે માટે નથી. મારી સાથે સુરેન્દ્રનો સંબંધ થાય તે જયસુખલાલને પસંદ ન હતું.'

'કારણ?'

'એમાં હું એમનો શું કામ દોષ કાઢું, ગોવિંદ! મારા પિતાજીમાં પણ એ મોટાઇનું, સંસ્કારનું, શહેરનું અભિમાન ઓછું ન હતું. એનો કડવો અનુભવ તને ઓછો નથી થયો. એવાં જ કડવાં ફળ હું 'અલકાપુરી'માં ચાખી રહી છું.'

ગોવિંદે એ સમજી જતાં પૂછ્યું: 'પણ સુરેન્દ્રનો તારા પ્રત્યે પ્રેમ છે કે નહિ?'

સુસ્મિતા રડી પડી.

શું આશ્વાસન આપવું તેનો રસ્તો ન જડયો એટલે ગોવિંદે, એને રડવા દીધી.

આંખ લૂછીને સુસ્મિતા બોલી: 'પ્રેમ એ તો, ગોવિંદ, વાતોમાં જ છે. હૈયાનો પ્રેમ એ તો કોઈ અલૌકિક વસ્તુ છે.'

ગોવિંદ: 'સુરેન્દ્રે તને ચાહીને પસંદ કરી હતી ને?'

'મને નહિ, મારા સૌંદર્યને. ચાહીને નહિ પણ લાલસાથી.'

'આ તું શું બોલે છે?'

'હું બોલતી નથી. મારો અનુભવ બોલે છે.'

'તો શું એ પણ તારા પ્રત્યે હલકાપણાની દૃષ્ટિએ જુએ છે?'

'હલકાપણાની દૃષ્ટિ કરતાં એક દૃષ્ટિ એવી છે, જે માણસના આત્માને હરપળે હણતી હોય છે.

'એ દૃષ્ટિ કઈ?'

'દયાની ઉપકાર દૃષ્ટિ.'

'સુરેન્દ્ર તારા પ્રત્યે એ રીતે જુએ છે?'

'મારી સાથે લગ્ન કેમ કર્યાં તે એમના સહવાસમાં આવતાં હું તરત પામી ગઈ. છતાં પોતે મારા ઉપર દયા કરી હોય, ગામડાની એક ગરીબ વિધવાની દીકરીને ગ્રહણ કરી પોતે અહેસાન કર્યું હોય તેમ એ માને છે.' સહેજ રહીને સુસ્મિતાએ કહ્યું: 'તે દિવસે તને એ ફરિયાદ કરતા હતા કે હું હસતી નથી. સ્વાભાવિક વાત કરતી નથી. પણ એવી સ્થિતિમાં મારું હૈયું શી રીતે ખૂલે? આજે એમને પોતાની પત્ની ગ્રૅજ્યુએટ હોવી જોઈએ એવો મોહ છે માટે મને ભણાવે છે. છતાં એ પણ મારા ઉપર ઉપકાર કરતા હોય તેમ બતાવે છે. બાકી, આત્માને કચડી એવી કેળવણી લેવાનો મને કંઈ ઉમંગ નથી.'

ગોવિંદે આગળ સવાલ કર્યો: 'પ્રેમની વાત જવા દે, તારી સાથે વર્તાવ તો સરખો રાખે છે ને? તને પૂરતી સ્વતંત્રતા તો છે ને?'

શું કહેવું તેની કંઈ સૂઝ ન પડતી હોય તેમ સુસ્મિતા મૂગી રહી.

એના હૈયાને ગોવિંદ સમજતો હતો એટલે અધીરાઈ ન બતાવતાં એ પણ મૌન જાળવી રહ્યો.

નીચું જોઇ સંકોચ અનુભવતી હોય તેવા સ્વરે સુસ્મિતા છેવટ બોલી: 'એ બધી વાતો, ગોવિંદ, કહેવા જેવી નથી. પણ કહેવા જ આવી છું એટલે સંકોચ રાખવાનો પણ કંઈ અર્થ નથી. સ્વતંત્રતાનો તમે પુરુષો શો અર્થ કરો છો એ જ મને સમજાતો નથી. ખરી સ્વતંત્રતા સ્ત્રીને ક્યાં આપવાની છે, તેની તને ગોવિંદ હજુ ખબર પણ ન હોય. તું સમજે છે, અરે સમાજનો મોટો વર્ગ સ્ત્રીની સ્વતંત્રતાનો જે અર્થ કરે છે તેને તો હું સ્થૂલ માનું છું. સ્ત્રીને સાચી સ્વતંત્રતા બહાર નથી આપવાની, સાવ અંદર—શયનગૃહમાં—આપવાની છે.'

કંઇ સમજ ન પડી હોય તેમ ગોવિંદ તાકી રહ્યો. સુસ્મિતાની દૃષ્ટિ નીચે હતી છતાં એ એના મોં ઉપરનો ભાવ પામી ગઇ.

એ બોલી: 'ગોવિંદ! કહેતાં લજ્જા આવે છે. પણ તારે જાણવું જરૂરી છે એટલે જ કહું છું. બહારના જગતમાં સ્ત્રીને જે અનુભવ થાય છે તે તો પુરુષના માલિકીપણાનો. પરંતુ અંદરના જગતમાં એને જે અનુભવ થાય છે તે પુરુષના હવસપણાનો. સ્ત્રીને સાચી સ્વતંત્રતા જોઇએ છે એ હવસપણામાંથી મુક્ત થવાની.'

ગોવિંદને સમજ પડી ગઇ. એ બોલ્યો: 'સુરેન્દ્ર એનું હવસ-પણું ચાલુ રાખશે તો તારા અભ્યાસનું શું? બાળકની માતા થવાનું એ રીતે ક્યાં સુધી લંબાવી શકાશે?'

સુસ્મિતા નીચે મોંએ બોલી: 'એ ભય પણ વિજ્ઞાને ટાળી અમારી ઉપર આફત ઊતારી છે.'

ગોવિંદને વળી સમજ ન પડી. એણે કહ્યું: 'મને આ બધી વાતો કંઇ સમજાતી નથી. સ્પષ્ટ કહી દે.'

'બર્થ કંટ્રોલનાં સાધનો આવે છે, તે તો સાંભળ્યું છે ને?'

'બાપ રે!' ગોવિંદ ફફડી ઊઠયો: 'એ શોધથી માણસની હવસખોરી જ પોષાશે એમ મહાત્માજી કહે છે.'

ખિજાઇને સુસ્મિતા બોલી: 'માણસને એ દ્વારા હવસખોરી જ પોષવી છે. માનવતા પોષવી હોત તો યમ, નિયમ, સંયમ વગેરે ઘણા આચારો છે.' સહેજ અટકી લાંબો શ્વાસ લેઇ એણે કહ્યું: 'અને એ પોષાય છે સ્ત્રીના ભોગે.'

ગોવિંદે વાંચેલું કહ્યું: 'સુવાવડનો બોજો ન આવે માટે એનો ઉપયોગ સ્ત્રી માટે આશીર્વાદ સમ છે, એમ કહેવાય છે એનું શું?'

'એ સત્ય નથી. સત્યનો અલ્પાંશ છે. બાકી પુરુષની હવસખોરી આડે સુવાવડ ન આવે, સ્ત્રીનું અનારોગ્ય ન આવે, બાળકો ન આવે, એ જ મુખ્ય ઉદ્દેશ છે.'

'તો સ્ત્રીઓ વાપરે છે શું કામ?'

'એ વાપરતી નથી. એને વાપરવી પડે છે.'

બંને મૌન રહ્યાં.

શી વાત કરવી એ જ ગોવિંદને સમજ પડતી ન હતી. એની આંખ સમક્ષ એની બે બહેનો, તાજવાના બે પલ્લામાં તોળાઈ રહી હતી. 'ગોકુળ'ની એની ભૂમિની એક બાજુ, સરસપુરમાં સવિતા હતી, બીજી બાજુ 'અલકાપુરી'માં સુસ્મિતા હતી! એકને એ દુ:ખી માનતો હતો, બીજીને સુખી માનતો. પરંતુ આજે એની પાસે પ્રશ્નનો જવાબ ન હતો કે બંનેમાંથી કોણ વધુ દુ:ખી હતું?

શાંતિનો ભંગ કરતાં સુસ્મિતા બોલી: 'આટલું દુ:ખ હોત તો

મેં અંતરમાં સમાવ્યું હોત. તને આ બધી ભીતરની વાત ન કહી હોત. કહેવાથી ફાયદો પણ શો હતો? પરંતુ હું તારાથી દૂર ભાગવા લાગી. તેં એનો જવાબ પૂછ્યો. એ તને ન જણાવું તો ગેરસમજ ઊભી થાય. તું પણ એનો ભોગ બને એવું છે......'

'હું?' ગોવિંદે ચોંક્યો હોય તેમ વચ્ચે પૂછ્યું.

'હા. ગોવિંદ કોણ છે તે ખબર છે?'

'કેવી ખબર છે?'

'તે દિવસે, કૈલાસબા આવ્યાં ત્યારે, સુરેન્દ્રે તને ઉપર મળવા બોલાવ્યો તે યાદ છે?'

'સારી રીતે.'

'મુનશીની નવલકથા--વેરની વસૂલાતની વાત કરી હતી તે સાંભરે છે?'

વાતના પ્રવાહમાં તણાતાં ગોવિંદ બોલ્યો: 'અરે, એમના કહેવાથી મેં પછી આ રજાઓમાં એ નવલ વાંચી કાઢી. મેં તો માનેલું કે એ ભાઇબહેનનાં એમાં બાળપણનાં સ્મરણો હશે. અરે! સુરેન્દ્ર પ્રોફેસર હોવા છતાં કેવી સાવ ખોટી સરખામણી કરી તને અને મને એમણે જગત અને તનમન તરીકે સરખાવ્યાં હતાં. તે દિવસે આપણા બંનેની એણે કેવી નાલેશીભરી મશ્કરી કરી? જગત અને તનમન એકબીજા પ્રત્યે જે ખેંચાતાણ અનુભવતાં મુનશીએ બતાવ્યાં છે, તેવી વૃત્તિ આપણે કદી અનુભવી નથી. ગામડા ગામમાં એક બ્રાહ્મણની પુત્રી, અને એક પાટીદારનો પુત્ર, જે સંસ્કારમાં ઊછરે છે એ વૃત્તિ તે અનુભવે જ ક્યાંથી? ગામમાં તો, ગમે તે છોકરો કે છોકરી, બહેનભાઈના ભાવની વૃત્તિમાં જ ઊછરે છે. મને થયું, તારા પ્રોફેસરે બાપજન્મારામાં ગામડું જોયું હોય ત્યારે

એનો એમને ખ્યાલ આવે ને?' અને તે વાંચેલું ત્યારનો ઉભરો ઠાલવતાં એણે સુસ્મિતાના મોંના ભાવ જોવાની દરકાર કર્યા વગર સવાલ કર્યો: 'મને તે ઘડીએ તારા ઉપર ઘણી ખિજ ચડેલી. તેં એ નવલકથા વાંચી હતી તો વિરોધ કેમ ન કર્યો? એણે તને તન-મન કહી, મને જગત કહ્યો ને એ નાલેસી તું સહી રહી!'

સુસ્મિતાની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. રડતા સાદે એ બોલી: 'એથી ભૂંડી નાલેશી હું સહી રહી છું.'

'એટલે શું એને આપણા ઉપર એવો વહેમ છે?'

'સ્પષ્ટ શબ્દોમાં કહેવાનું જ એમણે બાકી રાખ્યું છે. બાકી, ખિજમાં હોય, ત્યારે એ મને તનમન કહીને બોલાવે છે. તારો જગત શું કરે છે? એમ પૂછવાની પણ ધૃષ્ટતા કરે છે!'

'અને મને તું આજ સુધી એ વાત કરતી નથી?'

'શું કરું? ગેરસમજ ઊલટ વધતી ગઇ.'

'કેમ કરીને?'

'વાસંતીએ તારું ટ્યુશન રાખવાની હઠ કરી તેમાંથી. એને તારો ચેપ આપ્યો રાધાએ, અને સુરેન્દ્રે માન્યું કે મેં એને એવો ચેપ લગાડ્યો!'

'પણ તારું વાસંતીએ માન્યું કેમ?'

'એ સર્વમાં મારે વાસંતી સાથે સારું ગોઠે છે. એ છોકરી મારા ઉપર સાચો સ્નેહ વર્ષાવે છે માટે.'

'પણ તારે એમ કરવાનું કારણ શું?'

'તનમન અને જગતનો સંબંધ વધે માટે.'

ખિજાઈ જતાં ગોવિંદ બોલ્યો: 'તારા એ પ્રોફેસરે નવલકથાની

સૃષ્ટિ વગર બીજી કોઇ સૃષ્ટિ જોઇ છે કે નહિ? ગામડું નહિ જોયું હોય પણ ગામડાની વાતો ય સાંભળી છે કે નહિ? ગામડામાં જગત અને તનમન પાકવાની શકયતા કરતાં ગોવિંદ, સવિતા, અને સુશીલા પાકવાની શકયતા વિશેષ છે, એનો એમને ખ્યાલ સુદ્ધાં નથી?'

સુસ્મિતાએ એનો કંઇ જવાબ ન આપ્યો. આપે પણ શું?

એટલે ગોવિંદ એની ઉપર ચિડાતાં બોલ્યો: 'પણ બધી એમની નવલકથ સૃષ્ટિ તું ભેદી કેમ નથી નાખતી?'

'ગોવિંદ, એ ન ભેદાય.'

'કેમ?'

'એ સૃષ્ટિ ભલે મિથ્યા હોય, પણ એ સૃષ્ટિમાં વસનારને એ જ સત્ય લાગતી હોય છે. જગત મિથ્યા છે એમ યોગીઓ જ માની એ પ્રમાણે વર્તી શકે. સંસારીઓ તો એને સત્ય માનીને જ વ્યવહાર કરતા હોય છે.'

'તો મને કેમ વાત ન કરી?'

'તું શું કરત?'

'વાસંતીનું ટયુશન ન રાખત.'

'એથી મારી જ એક બહેનને ગેરલાભ થાત. સવિતા મદદ વગર રખડી જાત.'

'એની કંઈ ચિંતા ન હતી.'

'કારણ?'

'એક બહેનને રખડાવી બીજી બહેનને મદદ કરવી એ ભાઈનો ધર્મ નથી.'

'તો હવેથી તું ટયુશન કરવા નહિ આવે?'

'એક દિવસ પણ નહિ.'

'ગોવિંદ! ગોવિંદ! એવું ન કરતો.'

'કારણ?'

'વાસંતી મારી પાછળ પડશે. મને કહેશે કે તમે ગોવિંદને સમજાવો.'

'પણ હું કહીશ કે મારી પરીક્ષા પાસે આવી છે એટલે મને વખત નથી.'

'પણ કાલથીજ ન આવે એટલે.....'

'હોઃ સાજા તો ઉત્તર ઝાઝા. તબિયત સારી નથી કહી હાલ તુરત બંધ કરીશ.'

'ગોવિંદ! તારા જેવો ભાઇ કેટલી બ્હેનોને મળતો હશે?' કહેતાં સુસ્મિતાનું હૈયું ભરાઇ આવ્યું. એ ફરી રડવા લાગી.

એને ખભે હાથ મૂકી શાંતિ આપતાં ગોવિંદ બોલ્યોઃ 'રડ નહિ, સુશીલા! મને સુરેન્દ્રની બીક નથી. હું એમને તડ ને ફડ બધું કહી દેઈશ.'

ગોવિંદના બે ખભે હાથ મૂકી, ટેકો શોધતી હોય તેમ ભાર દેઇને સુસ્મિતા બોલીઃ 'ના, ગોવિંદ! આપણાં હૈયાંને એ નહિ સમજે. ઊલટ ગેરસમજ વધશે.'

ત્યાંજ વિનાયકે એ રૂમમાં ડોકિયું કર્યું. રાધાને ગોવિંદ સાથે છૂટથી હરતીફરતી જોઇ ત્યારથી વિનાયક આમ ચોરીછૂપીથી 'ગોકુળ' માં આવી ગોવિંદ શું કરે છે તેની ચેષ્ટા નીરખતો. નીચે કોઈને ન જોયું એટલે એ ઉપર આવ્યો. ગોવિંદનો રૂમ ખુલ્લો જોતાં એણે માન્યું કે રાધા પણ હોવી જોઇએ. અને એણે જોઇ એની ભાભી સુસ્મિતાને ગોવિંદના ખભે હાથ મૂકેલી અને આંખમાંથી આંસુ સારતી!

# ૧૫

સવિતાને નીચે પાડવા જતાં પાર્વતી પોતાની બાજી હારી બેઠી. નારણ મુકાદમ સાથેની એની ધાલમેલ પરસોત્તમને બિલકુલ ગમતી ન હતી. છતાં પાર્વતી ઉપર પોતાનો એટલો બધો શો હક માની એ ન છૂટકે નિભાવી રહ્યો હતો.

પરંતુ એ વાત એટલે સુધી વધી કે પાર્વતીએ વટ ખાતર નારણ મુકાદમની વીશી બાંધી. સવિતાએ ચોખ્ખો ઇન્કાર કર્યો એટલે એણે સીધી પાર્વતીની પાસે માગણી કરી.

'હું હમણાં તાત્કાલિક ક્યાં જમું ? વીશીમાં તે કંઇ જમવા જેવું છે ! તું વીશી બાંધે તો શો વાંધો છે ?

પ્રસંગ એવો બન્યો હતો કે એમાં પોતે જ નિમિત્ત હતી એટલે પાર્વતી ના ન પાડી શકી. પરસોત્તમનો વિચાર એને આવ્યો હતો, પરંતુ એ મારો ઓછો પરણેતર છે કે એની મારે બીક હોય, એમ ગુમાન રાખી એણે તરત હા પાડી.

પરસોત્તમ આથી સળગી ગયો. પાર્વતી આગળ ધણીના જ હક ભોગવવા ટેવાઇ ગયેલા એણે એને ઊધડી લીધી: 'તું મને શું ભોટ સમજે છે, પાર્વતી !'

પાર્વતી પગલું ભરતાં ભરી બેઠી હતી એટલે હવે હિંમત ન

રાખે તો એની હાંસી થાય એમ હતી. એણે પણ એવો જ ઊધડો જવાબ આપ્યો: 'એટલે તું મને તારી રખાત–બખાત સમજે છે શું ?'

પરસોત્તમના મોંમાં જવાબ આવી જ ગયો હતો–રખાત નહિ પરણેતર સમજું છું. પણ એમાં બધો પોતાનો જ ભવાડો થશે માની એ ગમ ખાઇ ગયો. બોલ્યો: 'યાદ રાખજે, બે ઘોઘર બિલાડાને તેં એક વાડકીમાં દૂધ પીવા ભેગા કર્યા છે, તે.'

પાર્વતી પણ પરસોત્તમને ગુમાવવા તૈયાર ન હતી એટલે નરમ પડતાં બોલી: 'આ ભવાડો થયો તે તેં જોયો. એ બીજે સગવડ કરે ત્યાં સુધી જ વીશી બાંધવાની છે.'

'પણ એક મ્યાનમાં બે તરવાર કદી સમાઈ છે ?'

'તું ખોટો વહેમાય છે.'

'એનાં લક્ષણને હું ન ઓળખતો હોઉં ત્યારે ને ? સવિતા વીશી ખવડાવતી હતી, છતાં એના લક્ષણ માટે એ ભવાડો થયો ને ?'

'હવે તમે મોટા સતા છો તે છાનામાના બેસી રહો.'

'હું સતો નથી ત્યારે મેં સતી સામે નજરે ય ક્યાં કરી છે ?'

પાર્વતી એકદમ ખિજાઇ ગઇ. ગાજી ઊઠી. 'સવિતા મોટી સતી, ને હું વેશ્યા એમ ?' અને એનો પોતે જ જવાબ આપતાં એ બોલી: 'મારા ઘરમાં મને જ વેશ્યા કહેનાર મોટો રાજા હોય તો પણ મારે ન જોઇએ. નીકળી જા ઘરની બહાર.'

પરસોત્તમ પણ આવેશમાં આવી બોલી ગયો: 'પાર્વતી! તારા કહ્યા વગર જ ટેકી માણસ અહીં નહિ ઊભો રહે. એટલું યાદ રાખજે કે, વાળ ગમે તેટલા સુંવાળા હોય પણ એનું કદી હીર ન બને, ગુણકા કદી ગરાસણી ન બને.'

પાર્વતીએ ક્રોધમાં પૂછ્યું: 'અને ગુણકાના ઘરમાં રહેનાર?

'એ પણ કદી સતો ન બને.'

'છતાં આટલું ઝેર છે?'

'ચોરને પણ પોતાની ચીજ ચોરાય તે પસંદ નથી હોતી.'

'પણ એની એ ફરિયાદ તો ન કરી શકે ને?'

'છતાં એનો ચોર હાથમાં આવે તો ભોંય ભેગો કર્યા વગર ન રહે.'

'એટલું ઝેર પારકું ન વેઠે.'

'ન વેઠે તો એના ભેગું રહેવું છે ય કોને?'

પાર્વતી અક્કડ થતાં બોલી: 'દાટી આપે છે એમ?'

'હા, દાટી એક વાર નહિ ને સાડી સત્તર વાર.'

'દાટી બીજાને આપજે, આ પાર્વતી એથી નહિ બીએ.'

'ત્યારે હું દબાયેલો છું?'

'બેઉને સરખી મતલબ છે......'

'હવે તને બીજો મળ્યો એટલે તારે મતલબ ન રહી...'

'ચૂપ! હું વળી શરમમાં નથી બોલતી ત્યારે.'

'બોલને. કંઈ રહી જતું હોય તો બોલી જ નાખ.'

'જો સાંભળ ત્યારે, તું કહેવડાવે છે તો કહીજ નાખું. હું કંઇ તારી બંધાયેલી નથી. પરણેતરની નથી તો તારી શાની રહું? આજે તો નારણ મુકાદમ છે, પણ કાલ ઊઠીને હું બીજાને ય રાખું. તારે સાતવાર પાલવે તો રહે.'

પરસોત્તમ તે રાત્રે જ પાર્વતીને છેલ્લા રામરામ કરીને વિદાય થયો. નારણ મુકાદમને ટાઢા પાણીએ ખસ ગઇ. પાર્વતીને હવે એને જ ચીટકી રહ્યે છૂટકો હતો.

આ હારથી પાર્વતી સવિતા ઉપર વધુ ખિજાઈ. અંબારામને એણે ગોવિંદ વિષે કાન ભર્યા. રાધા આવી ત્યારે એને બહાર કાઢી બંનેએ એકાંત શોધી, એ આખો પ્રસંગ પાર્વતી બહુ ભારે માનતી હતી. પરંતુ અંબારામે તેને એ અર્થમાં ન લીધો. સવિતાને એ પોતે પણ નહોતો ઓળખતો એમ નહિ.

ઊલટ, અંબારામે સવિતાની ઇચ્છા પ્રમાણે પોળમાં બીજું મકાન બદલ્યું ત્યારે પાર્વતી સળગી ગઈ. પરંતુ પાડોશમાં પરસોત્તમ રહેતો હતો એટલે એણે બીજી વાત ઉડાડી. પરસોત્તમને અને એને બેઉને અહીંથી જ એકગાંઠ થઈ હતી !

આમ હાર થઇ છતાં પાર્વતીએ એની નીચતા મૂકી નહિ. અંબારામના કાન ભરવા ચાલુ રાખ્યા. જતાંઆવતાં એ એને બોલાવતી. પરસોત્તમ અને ગોવિંદ વિષે એ જેમતેમ ભરડ્યે જતી. સૌ કરતાં એને ગોવિંદ ઉપર વધારે રીસ હતી. એણે જ એની બધી બાજી ધૂળ મેળવી હતી. એણે અણીને પ્રસંગે મદદ ન કરી હોત તો સવિતા જખ મારીને નમી હોત. અંબારામે એને કાંડું ઝાલી નમાવી હોત. પરંતુ એ દાતારનો બેટો મળી ગયો. ભાડું ચૂકવ્યું. દેવાના સો રૂપિયા આપ્યા. અને ઉપરથી રેંટિયો આપી એને મહિને દસ રૂપિયાની આવક ઊભી કરી આપી. વીશો બાંધવા કરતાં એ તો ફાયદાકારક હતું. વીશીના બાર રૂપિયા મળતા. તેમાં ઘરનો સરસામાન વપરાતાં મહેનતના પાંચ રૂપિયા બચે એટલું જ. ત્યારે આ તો ચોખ્ખા દસ રૂપિયા મળે.

પાર્વતીના બધા પાસા ઊંધા પડયા હતા એટલે એના હારેલા મને નવો જ વિચાર કર્યો: 'એ ગોવિંદને જ અહીં આવવાની ખો ભૂલાવવી જોઇએ.'

એ રસ્તો પોતાને અત્યાર સુધી કેમ ન સૂઝ્યો તેનો પસ્તાવો એને થતો હોય તેમ એ સાંજે જ એ મનસૂબો નારણુ મુકાદમને એણે કહ્યો.

નારણુ મુકાદમે એને નજીવી વાત માની હસી કાઢતાં કહ્યું: 'ઓ હો. એ તે શી મોટી વાત છે. ગોવિંદ મારે મન મગતરું છે. બે ઠોંસા જ મરાવું તો એ અહીં આવવાની ખો ભૂલી જાય.'

'કોણુ મારે ?'

'અમારા કારીગરમાં એવા તો મળી આવે જ. વાઘલાનો એક જ ઠોંસો એને વાગે કે આ બાજુ ફરી ના આવે.'

'વાઘલો કોણુ છે ?'

'જાતનો મદારી છે. ૪૫-૫૦ વર્ષનો હશે. પણુ એના ધંધા જ બધા એવા. દસ વર્ષની જેલ પણુ ભોગવી આવ્યો છે.'

'આવી મારામારી કરી ને ?'

'ના, જુવાનીમાં એ મદારીનો ધંધો કરતો. એક ગામમાંથી એણે ત્રણુચાર વર્ષનો છોકરો ચોરેલો.'

'છોકરાની ચોરી?' નવાઇ પામતી હોય તેમ પાર્વતીએ પૂછ્યું.

'હા, હા, જીવતો જાગતો છોકરો ઉપાડ્યો.'

'પછી?'

'એણે તો અણીપૂણી કામ પાર પાડ્યું. પણુ એને વેચવા જનાર પકડાઈ ગયો......'

'એવાં છોકરાંને કોણુ વેચાતાં લે છે ?'

'આ તો કળિયુગ છે. ધૂળનાં ઘરાક છે તો છોકરાનાં ના હોય ? તું ગામડે હોત તો વીશીઓ બાંધી અંદર શા ધંધા ચાલે છે એ ખબર પડત ?'

પાર્વતી હસી. એણે પૂછ્યું: ' પછી તો એ પકડાયો હશે ને? '

' એમાં દસ વરસની જેલ થઇ. જેલમાં વણવાનું કામ શીખ્યો એટલે વાદીનો ધંધો મૂકી મિલમાં આવ્યો. પણ જાતનો ગુનેગાર એટલે દોરડી બળે પણ વળ જાય ? '

' એટલે મિલમાં શું કરે એ ? '

' દાદો થઇને રહે છે. એનું કોઇથી નામ ન દેવાય. '

' તમારાથી ય ? '

' નાગાથી સૌ છેટું રહે. મારા ખાતામાં છ મહિનાથી આવ્યો છે. તે પહેલાં બીજી મિલમાં હતો. કેટલી ય મિલો બદલી હશે. '

' કોઈ વખત તમને ય નડે તો ખરો ને ? '

' છતાં એવા માણસોને મુકાદમ અને હેડ જોબરે રાખવા પડે. કારીગરો એટલે જ તોફાની. એમની જમાદારી કરવાની એટલે જ નાગાઇ. એ આવડે તો જ મુકાદમી થાય, બાકી મિલનું એ કામ કરતાં તો હોશિયાર કારીગર હોય તે દરેકને આવડે. પરસોત્તમ આવડતમાં મારા કરતાં ચડી જાય, પણ નાગાઈ ના આવડે તેનો જ એ કારીગરમાં પડી રહ્યો છે ને ? ' નારણ મુકાદમે પોતાની હોશિયારીના વિજયનું હાસ્ય કર્યું.

પાર્વતીએ પણ લુચ્ચું હસીને કહ્યું: ' ત્યારે તમે નાગા તો પૂરા ! '

' ના, પૂરો નહિ. '

' મને છેતરો છો ? '

' પણ એની સાબિતી આપું તો ?

' શી ? '

‘નાગાઈમાં પૂરો હોત તો મુકાદમમાં ન પડી રહ્યો હોત.’

‘ત્યારે ?’

‘હેડ જોબર થયો હોત.’

‘તે થશો.’

‘એ વખત મોકો આવેલો જતો રહ્યો છે.’

‘તમને ચડે એવા બીજા છે એમ ને ?’

‘એકને તો થકવ્યો એટલે ગયો. અને આ બીજાને થકવવા પેંતરા માંડયા છે. વાઘલા જેવા દાદાઓને રાખવાનું પણ એ જ કારણ છે.’

આંખ મિચકારતાં પાર્વતીએ કહ્યું: ‘તમે બહુ લુચ્ચા છો. નોકરી માટે તમે આટલું બધું કરો છો ને ગોવિંદે આખી બાજી બગાડી પણ એને કશું ન કર્યું !’

‘મારી બાજી એણે તો સુધારી.’

‘ભાનમાં બોલો છો ?’

‘પૂરેપૂરા.’

‘તો એણે શી રીતે બાજી સુધારી ?’

‘એ વચ્ચે આવ્યો એટલે તું મળીને ?’

‘મને સારું લગાડવાનું એ તો બહાનું છે.’

‘સાચું કહું છું. પરાણે કોઇની સાથે પ્રીત કરવામાં શું મઝા પડે ? પાર્વતી મળતી હોય તો મને બીજાની કંઈ પડી જ નથી.’

‘મને બનાવો છો.’

‘સાચું કહું છું. એવું ન હોય તો હું લગ્નની ઉતાવળ ન કરત ?’

'તમે લગ્ન નહિ જ કરો !'

'તું કહે તો કરું.'

'હું તો વળી કહેતી હોઇશ !' પાર્વતીએ મીઠું હસીને ઉમેર્યું: 'છોકરાંને ઓરમાયું થાય એવી હું તો તમને સલાહ જ ન આપું !'

બંને ઘડીવાર મૌનમાં ગોષ્ઠિ કરી રહ્યાં.

મૂળ વાત યાદ કરતાં પાર્વતી બોલી: 'તો ગોવિંદને પેલા તમારા દાદા પાસે ખબર પડાવો.'

નારણ મુકાદમ: 'લેને હું તો આ વખતે આવે એટલે તરત ખો ભુલાવું. પણ અંબારામ રાંડવો છે એનું શું ? એ પેસવા શું કામ દે છે ? એટલી એની ફૂટી ગઈ છે કે આટલી મોટી મદદ કોઈ ખોટી લાલચ વગર કરે ? એ મોટો કયો શાહજાદો છે કે નાતજાત વગરની રસ્તે જતી બહેનને આમ મદદ કરે ? એનું તો ઠેકાણું નથી. કોકને ત્યાં ભીખીને પડી રહે છે. એટલામાંથી અંબારામ ન સમજે તો એના ભોગ.'

પાર્વતીને આવી વાત તો ગમતી હતી. એણે પૂછ્યું: 'તમે માનો છો કે એ બેઉને આડો સંબંધ હશે ?'

'એમાં માનવાનું શું છે ? છે જ. એ દાતારનો બેટો સો સવાસો જેટલી રકમ ખર્ચે શા માટે ? મહિને દસ રૂપિયા સૂતર કંતામણના આપે છે તે પણ ખોટા જ છે.'

'એટલે ?'

'એમાં પણ ગોટાળો છે.'

'શી રીતનો ?'

'ખાદી જ્યાં વણાય છે ત્યાં બિહારમાં અને એ બાજુ લોક આઠ દસ કલાક કાંતીને મરી જાય છે ત્યારે માંડ રોજના ત્રણ

આના મળે છે. તો પછી અહીં એ બપોરે બેત્રણ કલાક કાંતે એમાંથી પાંચ આના મજૂરી કદી મળતી હશે? રાંડ ગાંડી પણ કંઈ રાંડનાં લૂગડાં ય ગાંડાં? અમે મિલમાં કંઈ હજામત નથી કરતા કે એ બધો હિસાબ ધ્યાન બહાર હોય.'

'સાચું કહો છો?'

'ખાત્રી ન થતી હોય તો ખાદી ભંડારવાળા સૂતર લે છે તેમને પૂછી આવજે.'

'તો અંબારામની આંખ ઉઘાડવા જેવી છે.'

'એની વળી ઉઘડતી હશે? ઉઘડે એવી હોત તો મારા વખતે મીંચત જ શું કામ?'

એ વાતને કબૂલ કરતાં પાર્વતી બોલી: 'એને નહિ ઉઘાડવી હોય તો નહિ ઉઘાડે, પણ હું એને આ બધી વાત કહેવાની. સવિતા મારા આગળ સતી થવા જાય તે હું કેમ સાંખી લેઉં?'

નારણ મુકાદમે એનો કંઈ ઉત્તર ન આપ્યો એટલે પાર્વતી બોલી: 'મેં કહ્યું તેમ આપણે ગોવિંદને તો ખબર પાડવી જ.'

અંગૂઠા અને આંગળી વતી ચપટી વગાડતાં નારણ મુકાદમે કહ્યું: 'એ તો આમ બની જશે. ફક્ત મને ખબર મળવી જોઈએ કે એ આવ્યો છે.'

પાર્વતી: 'શકરાબાજ જેવી હું તાકતી બેઠી છું જ. એ મારી નજર ચૂકવી જશે ત્યારે થઈ રહ્યું!'

★

૧૬

રવિવારે બપોરે જમીને દર રજાએ અંબારામ શહેરમાં જતો, તે બત્તીઓ થયા બાદ લગભગ આવતો. પરંતુ આજે ૭ વાગે એ પાછો આવ્યો હતો.

સવિતા રેંટિયા ઉપર કાંતિ રહી હતી. અંબારામને જોતાં એણે મજાક કરી: 'આ જ કંઈ સૂરજ પશ્ચિમમાં ઊગ્યો કે શું ?'

રેંટિયાને પગ વતી ઠોકર મારીને ઉથલાવી પાડી અંબારામે રોષમાં જવાબ આપ્યો: 'તું મળી ત્યારથી સૂરજ પશ્ચિમમાં જ ઊગેલો છે.'

વાવાઝોડાના આગમનને વાયુશાસ્ત્રી આગળથી પામી જાય છે તેમ સવિતા પરિસ્થિતિ પામી ગઈ. પાર્વતી હજુ પણ અંબારામના કાન ભરતી હતી એની એને ખબર હતી. પરસોત્તમ પાડોશમાં હતો એટલે એનો ખોટો અર્થ કરી એ વાતો ફેલાવતી એનો પણ એને ખ્યાલ હતો.

જો કે, સવિતાને પરસોત્તમ તરફ કોઈ જાતનો ધિક્કાર ન હતો. પાર્વતી સાથેનો એનો આડો સંબંધ બાદ મૂકો તો એ બધી રીતે સજ્જન હતો. બીજી કોઈ સ્ત્રીની મશ્કરી સુદ્ધાં કરતાં એને કોઈએ જાણ્યો ન હતો. પાડોશીનો છેડો ઝાલી છૂટે તેવો પરગજુ પણ હતો. પોતાના એ દુર્ગુણને લીધે કોઈ સ્ત્રી સાથે વાત કરવા

જતાં કોઈ ગમે તેવો અર્થ કરે એમ એ સમજતો એટલે એ ચાલતાં લગી કોઈની સાથે એવો પ્રસંગ પાડતો નહિ.

વળી સવિતા અને પાર્વતીનો ઇતિહાસ એ જાણતો હતો એટલે એણે અંબારામને પહેલેથી ચેતવ્યો હતો કે એ બીનું કહેવું સાચું માનશો નહિ. અંબારામની પાડોશમાં એ રહ્યો એટલે એની સાથે બેસવાનું થાય એ સ્વાભાવિક હતું. અને એની એ સલાહને લીધે જ પાર્વતી કાન ભરતી પણ કંઈ પરિણામ નહોતું આવ્યું.

પરંતુ નારણ મુકાદમે જે વાત ગોઠવીને કરી હતી તે બધી પાર્વતીએ અંબારામને કરી. પરસોત્તમ પણ અંદર છે એવું પણ મૂકી આવ્યું. અને તેથી થોડા મહિનાની શાંતિ પછી વાવાઝોડું ફરી ચડી આવ્યું.

પણ વાત સમજ્યા વિના સવિતા શું બોલે?

અંબારામે કહ્યું: 'કાંતવાના તારા બધા ઢોંગ છે, તેની મેં આજે ખાત્રી કરી લીધી. તું હવે મને છેતરી નહિ શકે.'

કંઈ સમજ ન પડતાં સવિતાએ પૂછ્યું: 'તમે આ શું બોલો છો! કાંતવાના હું ઢોંગ કરું છું?'

'અજાણી થઈ મારી આગળ ચાલાકી બતાવે છે!'

'હું કંઈ સમજી શકતી નથી.'

'તું હવે શાની સમજી શકે!' સવિતા સામે થોડી વાર તાકી રહી, એ કંઈ ન બોલી એટલે અંબારામે પૂછ્યું: 'બોલ! સાચું બોલ! તું શું પૈસા માટે આ કાંતે છે!'

'તો શું રમત કરવા કાંતું છું?'

'રમત નહિ, મને છેતરવા.'

સવિતા રડી પડતાં બોલી: 'આ તમે શું કહો છો! હું તમને છેતરવા આ રેંટિયો કાંતું છું?'

કડક થતાં અંબારામ બોલ્યોઃ 'રડવાના તારા ચાળા જવા દે. હું પૂછું તેના ઉત્તર આપ.'

સવિતા ઉત્તર આપવા ટટ્ટાર થઈ.

'મહિને આ કાંતવાના કેટલા રૂપિયા મળે છે?'

'દસ.'

'દરરોજ કેટલા કલાક કાંતે છે?'

'ચાર કલાક કંતાતું હશે.'

'એટલા કલાક કાંતનારને શું મળે છે, ખબર છે?'

'મને કંઇ ખબર, નથી. ગોવિંદ કહે છે કે મહિને દસ રૂપિયા મળે છે.'

'અને તું નથી જાણતી એમ?'

'હું ક્યાંથી જાણું? હું ક્યારે એ વેચવા ગઈ છું?'

'તારે શું કામ જવું પડે? સુરતી ભાઈ મળે પછી કાંતવાના નામે ગોટાળા કરવાને બદલે.........'

'સુરતી ભાઈ'નો અર્થ સારી રીતે સમજતી સવિતા એમ સમી જ ગાજી ઊઠીઃ 'તમારામાં આ શો કળજુગ વ્યાપ્યો છે! એવું બોલતાં લજવાતા પણ નથી?'

'આજ સુધી તારી મીઠી વાતો સાંભળીને છેતરાયો છું. એટલા કલાકના કંતામણના મહિને ચાર રૂપિયા પરાણે મળે છે. ખાદી ભંડારમાં પૂછીને જ આ સીધો આવું છું. મારે લજાવાનું કંઇ કારણ નથી. એવા વધારાના પૈસા આપનાર ગોવિંદ કંઇ સાધુ મહાત્મા નથી કે સ્વાર્થ વગર એમ દર મહિને આપી જાય.'

'એટલે......'

સવિતાને આગળ બોલવા દીધા વગર અંબારામ પાર્વતીએ ચડાવેલી ચાવી પ્રમાણે બોલ્યો: 'એ તો હું જ અક્કર્મી કે આજ સુધી વિશ્વાસે રહ્યો. બાકી જે પારકે ઘેર બીખીને રહે છે તે સો સવાસો રૂપિયા લાવે ક્યાંથી? સ્વાર્થ વગર આપે શા માટે?'

સવિતા ડૂસકે ચડી: 'ભગવાન! તેં મારા ઉપર ક્યા ભવનું પાપ વાળવા માંડયું છે! આ અક્કરમણને કોઈ મદદ કરે તે ય તને નથી ગમતું? એને બંધ કરાવવાનો તને આ વગર બીજો રસ્તો ય નથી સૂઝતો? કે પછી કળજુગમાં સીધાને જીવવું દોહ્યલું છે?'

અંબારામ દાંત પીસીને બોલ્યો: 'તું મોટી સતી છે તે હું હવે જાણી ગયો છું.'

આંખો લૂછી, ઘા થતાં વાઘણ છંછેડાય તેમ છંછેડાતાં સવિતા બોલી: 'હું સતી છું ય નહિ, ને મારે થવું ય નથી.'

'એમ ઠેકાણે આવને. ડોળ તો અત્યાર સુધી ઘાલ્યો સતીનો પણ બધું પોટળ ફૂટયું ત્યારે કબૂલ કર્યું ને?'

'હું ગમે તે છું. ગોવિંદ ગમે તે હશે......'

'એટલે?'

'એટલે, એ જ કે તમને એ પૂછવાનો દશો અધિકાર નથી.'

'હું તારો ધણી છું.'

'ધણી આજે થતા આવો છો તો તે દિવસે ક્યાં ગયા હતા?'

અંબારામ તરત સમજી ગયો. છતાં પૂછયું: 'ક્યારે?'

'સાંભળવું છે?'

'હવે શું બાકી છે? આ એનો ધરમ મૂકે, પછી એને ચોખ્ખું કહેતાં શાની શરમ આવવાની હતી?'

'તમે પહેલાં તમારો ધરમ સંભાળો ને.'

'એટલે ? તું મને દમાવે છે !'

થયેલા ઘામાંથી જુસ્સો નરમ પડી જાય એટલું લોહી વહી ગયું હોય તેમ સવિતા એકદમ ફસડી ગઈ. કપાળ કૂટતાં એ બોલીઃ 'મારું કરમ ફૂટી ગયું છે.'

'અને બીજાનું ફોડવા બેઠી છું.' અંબારામે ક્રોધ દર્શાવતાં કહ્યું.

સવિતા કંઈ જવાબ આપ્યા વગર ડૂસકાં ભરી રહી.

પરસોત્તમ અને ગોવિંદ બંને પોળમાં પેસતાં સાથે થઈ ગયા હતા. અંબારામ છે કે નહિ, એ જ પડેલો સવાલ ગોવિંદે એને પૂછ્યો હતો. રવિવાર હતો એટલે આજે એ બગીચે માની જ ગોવિંદ મોડું થયું હતું છતાં આવ્યો હતો. સૂતર લેઈ ગયાં મહિના ઉપર એક અઠવાડિયું થઈ ગયું હતું.

બારણામાં નજર કર્યા વગર પરસોતમે બૂમ પાડીઃ 'સવિતા-બહેન ! તમારા ભાઈ આવ્યા.'

સવિતા એકદમ રડતી બંધ થઇ ગઈ. એક દિવસ પણ એ આવી જ સ્થિતિમાં આવ્યો હતો. ફરી એને અહીં ન આવવા તે દિવસે ઘણું સમજાવ્યો હતો. એ વખતે એ સમજી ગયો હોત તો એને માથે કાળી ટીલી ન ચોંટત. પણ દુઃખી બહેનનો એ બેલી થવા ગયો ત્યારે એને શિરપાવ મળ્યો—સુરતી ભાઈનો !

'મામા આવ્યા' 'મામા આવ્યા' કરતાં બાળકો પણ એના બંને હાથે વળગીને પોળને નાકેથી સાથે આવ્યાં હતાં.

પરંતુ આજે વળી ઘરના ઢંગ બદલાઈ ગયા હતા. કોઈ બીજો પ્રસંગ હોત તો સવિતાએ એને બારણામાંથી પાછો કાઢ્યો હોત. અંદર પગ મૂકવાની આણ દીધી હોત. પરંતુ અત્યારે એવું કરે તો વાત બહાર જાય. એમાં ગોવિંદની જ આબરૂ જાય.

એટલે પરસોત્તમને પણ વાતની ગંધ ન આવે તેમ એણે સ્વસ્થ થતાં ગોવિંદને આવકાર આપ્યો: 'આવો, ભાઇ!'

ગોવિંદે અંદર પગ મૂકતાં: 'કેમ, અંબારામભાઈ!' ખબર પૂછી પણ એણે કંઈ જવાબ ન આપ્યો.

બાળકો પણ પિતાને આંખો કાઢી પોતા તરફ તાકી રહેલા જોતાં ગોવિંદને કોડી દૂર થયાં.

ગોવિંદ કંકાસનાં ચિહ્નો તરત પામી ગયો, પરંતુ ઘર છે એટલે ગમે તે કારણો હોય માની, જાણે એ સમજ્યો નથી તેવો જ દેખાવ કરી વાત કરવા માંડી: 'આ વખત એક અઠવાડિયું મોડું થયું, પૈસાની તાણ તો નથી પડી ને?'

સવિતાએ એક ક્ષણમાં નિર્ણય કરી નાખ્યો હોય તેમ જવાબ આપ્યો: 'તારી રાહ જોઇ પરમ દિવસે જ સૂતર ખાદી ભંડારમાં આપી આવ્યા.'

'તે શું આપ્યું?'

'પૂણીઓ આ વખતે બદલામાં લાવવાની ન હતી એટલે વધારે પૈસા આવ્યા હતા.'

'કેમ પૂણીઓ નહોતી લાવવાની?'

'મેં બે દિવસથી બીજું કામ રાખ્યું છે એટલે કાંતવાનો વખત નહિ મળે.'

'શું કામ?'

'એક શેઠની રસોઇ કરવાનું.'

એ જાતે પોતાનું ફોડી લેતાં હોય તો અંદર માથું મારવાની ગોવિંદને ટેવ ન હતી. કાર્ય કારણમાં ન પડતાં એણે પૂછ્યું: 'જે કરો તે સારું. જ્યાં ત્યાં કુટુંબ નભે એટલે બીજી શી ચિન્તા કરવાની હોય?'

સવિતાએ કહ્યું: 'શેઠ સારા માણસ ગણાય છે. જો ફાવી ગયું તે એમને પણ ત્યાં નોકરી મળી જાય તેમ છે.'

'શાનો ધંધો છે ?'

'કાપડના મોટા વેપારી છે.'

'સદ્‌બુદ્ધિવાળાને ભગવાન મદદ કરે છે જ. કોઈને વહેલી તો કોઈને મોડી. કોઈને પહેલો તાવે છે તો કોઈને પછી તાવે છે. ભગવાન કોઈની પરીક્ષા કર્યા વગર નથી રહેતો. માટે દુઃખ વખતે ધીરજ ન ગુમાવવી એ જ માણસનું કર્તવ્ય.' અને ગોવિંદે અંબારામ તરફ જોઈ કહ્યું: 'કેમ, ખરું ને ?'

અંબારામ તો સવિતા જે જૂઠાણું ચલાવી રહી હતી તે સાંભળીને આભો જ બની ગયો હતો. પોતાની નજર આગળ આટલી ચાલાકી વાપરે છે, એ એની ગેરહાજરીમાં શું ન કરે ? બધા પડદા તોડી નાખવાની એમની વૃત્તિ પણ થઈ. પરંતુ થોડી ક્ષણ પહેલાં એ જે બોલી ગયો હતો, તે ગોવિંદના મોઢામોઢ બોલવાની એની હિંમત ન ચાલી. થયું કે, એના ગયા પછી સવિતાને પોતે ચેતવણી આપી દેશે કે ગોવિંદનો પગ હવે આ ઘરમાં ન હોવો જોઈએ.

એટલે અંબારામે ગોવિંદના પ્રશ્નના ઉત્તરમાં જવાબ આપ્યા વગર ફક્ત માથું હલાવ્યું.

આજનું વાતાવરણ ગોવિંદ સમજ્યો ન હતો, પરંતુ સવિતા જે સાદે વાત કરતી હતી, અંબારામ જે દૃષ્ટિથી પોતાને જોઈ રહ્યો હતો, એ એને નવું જ લાગ્યું હતું. એને પોતાને વાતમાં કે બેસવામાં રસ ન પડ્યો. ફરી વખતે બધા ખુલાસા થશે માની ગોવિંદ ઊઠ્યો. સવિતાએ એને આગ્રહ ન કર્યો. અંબારામ વિનયનો એક અક્ષર પણ બોલ્યો ન હતો.

એ બહાર નીકળ્યો ત્યારે બત્તીઓ થઈ ગઈ હતી.



# ૧૭

ગોવિંદ દર વખત વિદાય થતો ત્યારે સવિતાના મોંમાંથી 'આવજે ભાઈ, હોં.' એ શબ્દો અચૂક નીકળતા. ગોવિંદના કાન એ સાંભળવા ટેવાઈ ગયા હતા. પરંતુ એ શબ્દો આજે ન નીકળ્યા. ગોવિંદને અમંગળ આશંકાઓ થવા લાગી. સૂતર વેચ્યાની, નવી નોકરીની, કાંતવાની જરૂર નથી તે, બધી વાતો ખોટી લાગવા માંડી. પોતે આવ્યો એ જાણતાં એણે રડતી આંખો લૂછી હતી એ પણ એની જાણ બહાર ન હતું.

કંઈ અંદરખાનેથી જ્વાલા સળગી રહી હતી તેની ગોવિંદને શંકા ન રહી. સવિતાએ જે વાતો કરી હતી તે સાચી હોય તો પણ એણે એ એટલી ટાઢકથી કરી હતી કે એ બોલ સવિતાના નહિ પણ કોઈ બીજાના હોય તેમ બહારની ખુલ્લી હવામાં ગોવિંદને લાગવા માંડયું. વળી અંબારામ હમણાંનો જ્યારે એ જતો ત્યારે મળે તો, પ્રેમથી વાત કરતો, તેને બદલે એણે એક અક્ષર પણ ઉચ્ચાર્યો ન હતો.

શું હશે ? પોતાને પણ ન કહેવાય એવી શી આપત્તિ એ ઘર ઉપર આવી હશે ? અંબારામ ન હોત તો સવિતા જરૂર કહેત. પોતે રજા સિવાય બીજે દિવસે આવ્યો હોત તો જરૂર જાણવા મળત. જાણ્યા વગર એનું દુઃખ શું સમજાય ! ફરી વળી આંટો

મારી જઈશ, આમ વિચારમાં ને વિચારમાં એ પોળની બહાર નીકળ્યો ત્યાં કોઇ એને ભટકાયું.

'દેખતો નથી?' કહી ભટકાનારે ગોવિંદને જોરથી ઠોંસો માર્યો.

'કેણ?' કહેતાં, એકદમ જાગ્રત થઈ ગોવિંદે એ ઠોંસો મારનારનું કાંડું મજબૂત ઝાલ્યું.

કાંડું એના હાથમાંથી છોડાવવા પેલાએ જોરથી આંચકો માર્યો, પણ હાથ વછૂટ્યો નહિ.

'દાદાગીરી કરે છે?' પેલાએ પૂછ્યું.

'કોણ દાદાગીરી કરે છે, હું કે તું?'

'આંધળો હોય તેમ ઊંધું ઘાલીને ચાલે છે ને પાછો ઉપરથી દાટી આપે છે.'

'એક ઓળખીતો કારીગર ત્યાં આવી પહોંચ્યો. કહ્યું: 'શું છે, અલ્યા વાઘજી?'

'શું હોય? આ મોટો તીસમારખાંનો બેટો હોય તેમ એણે મારો હાથ ઝાલ્યો છે તે છોડતો નથી.'

'શું કામ છોડું?' ગોવિંદે કહ્યું: 'ઠોંસો મારતાં વિચાર નહોતો આવ્યો?'

ગોવિંદ બીજા વિચારમાં પડ્યો ત્યાં હાથ છોડાવી નાખતાં વાઘજી બોલ્યો: 'આ વખત ઠોંસેથી પત્યું. પણ જો ફરી આ બાજુ આવ્યો છે તો' ખિસ્સામાંથી ચપ્પુ કાઢી બતાવતાં કહ્યું: 'ચપ્પુ ખાવું પડશે.'

ગોવિંદ તરત સમજી ગયો કે આ કોઇ અજાણ્યથી ભટકાયેલો માણસ નથી. ઠોંસો માર્યો તે ક્ષણે જ એ સમજી ગયો હતો કે અકારણ કોઇ આટલો ગુસ્સો ન કરે.

એને શબ્દોથી જવાબ આપવાને બદલે ગોવિંદે એક ઠોંસો એની જેમ સામો લગાવીને કહ્યું: 'કેમ, આ લત્તો તારા બાપનો છે એટલે ન આવું ?'

વાઘજી આ લત્તાનો દાદો હતો. એને એક જવાનિયો આમ લગાવી જાય એ જેવી તેવી વાત કહેવાય ? એણે ચપ્પુ ઉગ્રાડવા માંડયું. રસ્તે થઇને જનાર આ બધું જોતા હતા, પણ વાઘજીને ઓળખે એટલે કોઈ ઊભો ન રહે. બેત્રણ ઊભા રહ્યા હતા તે પ ગોવંદને ઠપકો આપતા હતા—અરે યાર ! તમે તે કેવા માણસ છો ? રસ્તે જતી વઢવાડ વેચાતી લો છો ને !

'હું લેઉં છું ?' ગોવિંદે નવાઈ પામીને પૂછ્યું. એને આ શું બની રહ્યું હતું એ જ નહોતું સમજાતું.

વાઘજી ચપ્પુ ઉગામતાં બોલ્યો: 'બધે અંબારામની જેમ ચોચું સમજતી હોઇશ, નહિ ?'

વાત બીજા રૂપ ઉપર છે એમ જાણતાં પેલા ઊભેલા બેત્રણ જણ પણ થોડે દૂર ખસ્યા.

'લે માર જોઇ.' ગોવિંદ બોલ્યો.

'મારીશ તે ઘડીએ કંઈ કંકુ નહિ વરસે.'

'મારે લોહી જ વરસાવવું છે.'

'એટલે ?'

'તારી દાદાગીરીને હું તાબે થનાર નથી.'

'દાદાગીરી તો તું કરે છે. શહેરના પેલે છેડેથી અહીં આવી કોઇની બૈરી......'

'ચૂપ !'

'તારી બીક લાગે છે ?'

'હું એ સાંભળવા માગતો નથી.'

'તો આજ પછી આ લત્તામાં નહિ આવે તેના સમ ખા.'

'તારા જેવા સોગન ખવડાવનાર મરી ગયા.'

'મારા જેવા?' વાઘજી નવાઈ પામીને બોલ્યો. આ વાત આટલી લાંબી જશે એવી એની પણ ગણતરી ન હતી. ઉજળિયાત છોકરો એક ઠોંસા સમો બીને ભાગી જશે એવી એણે ગણતરી કરી હતી.

વળી વાઘજીએ એને તરત જવા દીધો પણ હોત. કારણ કે, આ કંઈ એકાંત ન હતી. લોકો રસ્તે જતા જોતા હતા. કંઈ બની જાય તો એનું નામ ગુનેગારમાં એટલે પકડાતાં પણ વાર નહિ. ગોવિંદ સાથે એને કોઈ અંગત વેર ન હતું એટલે ઊંડા પાણીમાં આવે સ્થળે ઊતારવાની જરૂર પણ ન હતી.

પરંતુ એને એ કામ સોંપનાર નારણ મુકાદમ સામી હોટલમાં બેસી આ બધો તમાસો જોતો હતો. પાર્વતી એ રંગ જોવા હમણાં જ પોળમાંથી નીકળી રસ્તે આખે જોતી જોતી જતી હતી.

એટલે ગોવિંદ સામો થાય છતાં એ એને જવા દે તો, વાઘજીની સરસપુરમાં દાદાગીરી ભાંગી પડે.

વળી ઉપરથી ગોવિંદે કહ્યું: 'તારા જેવાથી તો શું, ભગવાનથી પણ ખોટી રીતે બીવાનું ગોવિંદ શીખ્યો નથી.'

ન વહોરવી પડે તો ઠીક માની વાઘજીએ નરમ જોખ્યું: 'હવે સીધો સીધો ચાલ્યો જાને એટલે થયું.'

'એટલે? તારા કહેવાથી ચાલ્યો જાઉં એમ? મારે જવું હોય તો જાઉં, નહિ તો આ ઊભો.' ગોવિંદ ટટ્ટાર થયો.

વાઘજી ઉશ્કેરાયો. એને થયું—આની જાત માગી જ રહી છે.

પરંતુ એના ચપ્પાનો ઘા ગોવિંદને થાય તે પહેલાં એણે એનું કાંડું ઝાલી લીધું. છતાં એ કાંડું થોડું મરડીને એણે જોરથી ગોવિંદના ખભામાં ચપ્પાની અણી ઘોંચી ઘાલી. એ સમાણી જ

ગોવિંદે એને જોરથી છાતીમાં લાત મારી. વાઘજીની આવા હુમલાની ગણતરી ન હતી. એના હાથમાંથી ચપ્પુ છૂટી ગયું. કાંડું ગોવિંદે પકડેલું હતું એટલે એનાથી પાછા હઠાય તેમ ન હતું. એ સ્વસ્થ થાય તે પહેલાં ગોવિંદે એના ગળા આગળ ચપ્પાની અણી અડકાડતાં કહ્યું: 'ચપ્પુ એમ ન મરાય, આમ.' કહેતાં એણે અણી ગળાને અડકાડી.

વાઘજી પાછળ હઠી ગયો.

ગોવિંદ હસ્યો. બોલ્યો: 'એકલું ચપ્પુ મારતાં આવડે તેમાં મરદાઈ નથી. ચપ્પુ ખાતાં પણ આવડવું જોઈએ.'

'નારણ મુકાદમે જોયું કે વાત લંબાઈ હતી. ગોવિંદના ખભેથી લોહી વહેતું હતું છતાં એ સામનો કરતો હતો. જો એ વાત આગળ વધશે તો પોલીસ સુધી જશે.

એટલે બંને સામસામી બાઝ્યા હતા ત્યાં એ આવી પહોંચ્યો. એને જોતાં બીજા દૂરથી તમાસો જોતા હતા તે આવી પહોંચ્યા.

ગોવિંદે વાઘજીને ધક્કો મારી દૂર હડસેલી મૂક્યો અને ચેતવણી આપી કે 'હવે જો ફરી દાદાગીરી કરી છે તો......'

'એ મિસ્ટર,' નારણ મુકાદમે ગોવિંદ તરફ તાકીને કહ્યું: 'તમે યાર, શું એ જંગલી જેવા થાવ છો.'

'જંગલી જેવો હું નથી થતો. તમે થાવ છો.'

ગોવિંદે એ સાથે જ ઉમેર્યું: 'એક માણસ ખોટી રીતે દાદાગીરી કરે છે, તમે હોટલમાં બેઠા જોયા કરો છો એ મારી ધ્યાન બહાર નથી. હવે એ હાર્યો ત્યારે તમે બધા ડાહ્યા થવા આવો છો, હું એ નથી સમજતો એમ?'

વાઘજી બોલ્યો: 'હું હાર્યો, એમ?'

નારણુ મુકાદમને થયું આ બધી ચાલ ગોવિંદ સમજી ગયો છે. મોટા સાહેબને ઘેર રહે છે અને જો એમાંથી વાત લાંબી થઈ તો આવી જ બન્યું વગર લેવાદેવાએ અને એને પાર્વતી ઉપર મનમાં ખિજ ચડી. રાંડોના ધંધા જ નકામા. એમની શીખવણીએ કામ કરવા જાય તે ગોદા જ ખાય.

નરમ મૂકતાં નારણુ મુકાદમે કહ્યું: 'દોષ તમારો છે. ઊંધું ઘાલીને ચાલતા હતા અને......'

'એટલે આ લત્તામાં એ આવવાની ખો ભૂલાડતો હતો?'

'અરે યાર! જવા દોને એ બધી નકામી વાતો. જાવ ને જતા હો તો છાનામાના.'

'અને છાનોમાનો ન જાઉં તો?'

'અરે! કૂદતા નાચતા જાવ. થયું!'

'બસ તો એમ બોલો ને.'

ગોવિંદે ખિસ્સામાંથી રૂમાલ કાઢી ખભા ઉપર થયેલા ઘા ઉપર દાબ્યો.

નારણુ મુકાદમને થયું: 'જો પોલીસમાં નોંધાવશે તો?' તેથી એણે વાઘજી સામે જોઈ કહ્યું: 'અરે! તુંય કેવો માણસ છે? જાને હવે છાનોમાનો ઘેર. તંત કર્યામાં શો ફાયદો છે?' અને એણે આંખનો ઈસારો કર્યો એટલે વાઘજીએ ચાલતી પકડી.

નારણુ મુકાદમે પણ ત્યાંથી ખસી જવામાં સલામતી જોઈ.

ગોવિંદ હસ્યો—રાધાએ આ પ્રસંગ જોયો હોત તો?

*

૧૮

ભાઈ ગોવિંદ,

:લિ. સવિતાના પ્રણામ.

ગઇ કાલે તારે મારે લીધે માર ખાવો પડયો એ મેં જાણ્યું. તેથી આખી રાત ઊંઘ ન આવી. રડવું પણ ખૂબ આવ્યું. હું પણ તારી સાથે મન મૂકીને નહોતી બોલી એ તું સમજી ગયો હશે. મેં તને બધી વાતો ખોટી કહી હતી. શું મોઢું લેઇને વાત પણ કરું ? મારે તને એટલું જ કહેવાનું છે કે તું હવે અહીં ના આવીશ. આવે તો તને મારા સમ છે. કારણમાં શું કહું ? કહેતાં લજવાઉં છું. પણ પૂર્વજનમનું કોઇ વેર હશે તે પાર્વતીએ મારા ઉપર વાળવા માંડયું છે. એણે ' એમના ' કાન ભર્યા છે. એમણે કેમ સાચું માન્યું એ તો મનેય સમજાતું નથી. તું મને મદદ કરે છે એનો એમણે ખોટો અરથ કર્યો છે. મારા કરમમાં દુઃખ હશે તે હું ભોગવીશ. એને કોઇ મિથ્યા કરનાર નથી. પણ મારા લીધે તું બદનામ થાય એ મારાથી શી રીતે વેઠાય ? તારો સ્વભાવ છે કે તું એ કાને નહિ ધરે. પણ મારી તને આણ છે કે જો તું હવે અહીં આવે તો મારું મૂએ મોઢું જોઇશ ! તને વધુ શું લખું ? ભગવાન તારું ભલું કરે !

ગોવિંદની આંખમાંથી ટપ ટપ કરતાં આંસુઓ એ પત્ર ઉપર પડવા લાગ્યાં.

સુસ્મિતા અને સવિતા, જેને એણે બહેનો માની હતી. એ બેઉની સ્થિતિ પોતાને લીધે કેવી કફોડી બની ગઇ !

છેલ્લા મહિનાથી ગોવિંદ કૉલેજમાં પણ સુસ્મિતા સામે જોઈ શકતો ન હતો. એ પ્રકરણ પોતાના ઘરનું ન હોત તો વિનાયકે કૉલેજમાં પણ ખુલ્લું કર્યું હોત. એને લીધે સુસ્મિતાની શી સ્થિતિ થઇ હશે, તેની ગોવિંદને કલ્પના પણ નહોતી આવતી.

વિનાયક એ દૃશ્ય જોતાં તરત ચાલ્યો ગયો હતો. સુસ્મિતા પણ એની પાછળ વિદાય થઈ હતી. છૂટાં પડતી વખતે બંને પેટ ભરીને રડયાં હતાં. ગોવિંદે એ બધી હકીકત કપિલાબહેન આવ્યાં એટલે એમને કહી દીધી હતી. અને બીજે દિવસથી જ ટયુશન બંધ કર્યું હતું. પરંતુ સુસ્મિતા અંગે ગેરસમજ ન થાય માટે કપિલાબહેનને ગોવિંદ ' અલકાપુરી ' મોકલ્યાં હતાં.

જયસુખલાલે કહ્યું હતું -- એ બંને વચ્ચેના કોઈ અનિષ્ટ સંબંધને માનો કે હું સાચો ન માનતો હોઉં, છતાં હું સુસ્મિતાનું એ પગલું માફ શી રીતે કરું ? ગોવિંદને એ ભાઇ માનતી હોય તો પણ એને અહીં એવું શું દુઃખ હતું કે તે રડીને કહેતી હતી ? હું પોતે તો બહુ સ્વતંત્ર વિચારનો માણસ છું. મેં એ વાત ધ્યાનમાં લીધી જ નથી. છતાં મારા કુટુંબ અંગે જેને સંતોષ નથી, એવા કોઈ સભ્ય પ્રત્યે મારી સહાનુભૂતિ ન હોય એ પણ એટલું જ સ્વાભાવિક છે.

એમના પત્નીએ કહેલું--કપિલાબહેન ! તમે એનો પક્ષ લેઇને કંઇ કહેવા આવો એજ મને અજાયબી લાગે છે. તમે અમારાં

હિતેચ્છુ હો તો એ છોકરાને તરત વિદાય આપવી જોઇએ.

સુરેન્દ્રે એના મનમાં કેટલાય વખતથી જે ડૂમો હતો તે ખુલ્લો કરી દીધો હતો—કાકી ! હું તો માનસશાસ્ત્રનો વિદ્યાર્થી છું. સુસ્મિતાની મારા પ્રત્યેની એક જાતની ઠંડક મને પહેલેથી સમજાતી ન હતી. ગોવિંદને ઓળખતાં એ ગ્રંથિ મને ખ્યાલમાં આવી ગઈ. મને એ અંગે શંકા હતી નહિ, ફકત વિનાયકે એનો પુરાવો આપ્યો એટલું જ. એ અંગે હું હવે બીજું કંઈ માનવા તૈયાર નથી. ફક્ત હું જંગલી પતિ નથી એટલું જ હું મારા તરફથી કહું તો બસ થશે.

આ સર્વ પૂર્વગ્રહો કપિલાબહેને ગોવિંદને વિગતથી કહ્યા ન હતા. ફક્ત એમણે એટલું જ કહ્યું હતું કે, સુસ્મિતા સાથેનો સંબંધ તારે ભૂલી જવો. પ્રેમ વ્યક્ત કરવામાં જ કૃતાર્થ થતો નથી. અવ્યક્ત રીતે પણ પ્રેમ એટલો જ કૃતકૃત્ય થાય છે. એ માટે 'રામ'નો દાખલો મોજુદ છે.

પરંતુ એટલા ટૂંકા જવાબમાંથી ય ગોવિંદ 'અલકાપુરી'ના પૂર્વગ્રહો સમજી ગયો હતો. એણે આંખમાં આંસુ સાથે કપિલા-બહેનને પૂછ્યું: 'તમને મારામાં પૂરેપૂરો વિશ્વાસ છે ને ?'

'એવું ઓછું હૈયું ગોવિંદ ન રાખ.' કપિલાબહેને કહેલું: 'જગતમાં આવા કડવા ઘૂંટડા કૈંક ગળવા પડશે. મને પોતાને તારામાં વિશ્વાસ ન હોત તો તમારી વકીલાત કરવા હું શું કામ જાત ?'

એ દિવસથી એક બહેનને પોતાને લીધે દુઃખી કર્યા બદલ ગોવિંદનું હૈયું બળ્યા કરતું હતું, ત્યાં સવિતાના પત્રે એને બમણો બાળ્યો !

મારામારીનો પ્રસંગ 'ગોકુળ' જાણતું હતું. ગોવિંદ છુપાવવા માગે તો પણ ખભામાં થયેલો ઘા એને છુપાવવા દે તેમ ક્યાં હતો? રાધા પોતે એથી ઉશ્કેરાઇ ગઇ હતી. કેસ કરી એને જેલમાં મોકલવાની વાત એણે કરી હતી, પરંતુ એનું કોઇએ સાંભળ્યું ન હતું. એથી ખિજાઇને એણે કહ્યું હતું કે, ફરી આથી મોટો ઘા થાય એ જ તું માગે છે!

સવિતાનો એ પત્ર ગોવિન્દે કપિલાબહેનને આપ્યો. એમણે કહ્યું—એ લોકો ઉપર આપણે શી રીતે ખીજ કરીએ, ગોવિંદ? 'અલકાપુરી'નાં માનવી એવા વહેમથી પર નથી તો આ બિચારા લોક તો સાવ અજ્ઞાન છે.'

ગોવિંદઃ 'આનો અર્થ એ જ થયો કે કોઇ વિજાતીય સંબંધ માણસ રાખી જ ન શકે. ગામડામાં આ માનસ છે, પણ શહેરમાં......'

કપિલાબહેનઃ 'માનસની દૃષ્ટિએ શહેર અને ગામડાં, અભણ અને ભણેલા, સર્વ સમાન છે. માનસની કેળવણી અંગે બધે અરાજકતા છે. આજની કેળવણી માનસ પ્રક્રિયામાં શો ફાળો આપે છે? કોણ એના ઉપર વિચારવા થોભે છે?'

ગોવિંદ વિચારમાં પડી ગયો હોય તેમ કંઈ ન બોલ્યો.

કપિલાબહેને પૂછ્યુંઃ 'શું વિચારે છે?'

કહેતાં અચકાતો હોય તેમ ગોવિન્દે મોં ખોલ્યા પછી બંધ કરી દીધું.

'કહે, એમાં સંકોચ શું કરવા રાખે છે?'

'આ વાત સાચી હોય તો પણ અંબારામને એથી ખિજાવાનું શું કારણ? ગરીબાઇમાં મદદ મેળવવા એ જ એક દિવસ સવિતાને એ માર્ગે ધકેલતો હતો!'

કપિલાબહેન પ્રશ્ન તરત સમજી જતાં બોલ્યાં: ' એ જ માનસશાસ્ત્ર. એ ધકેલતો હતો એ એનાથી સહેવાય. પરંતુ એમાં એની હાર થઈ. એ હારનો તે વખતે પ્રત્યાઘાત ન થયો એટલી એનામાં ઊંડે ઊંડે શુભ વૃત્તિ. તેમ છતાં પાર્વતીની આડીઅવળી વાતોથી એનો પ્રત્યાઘાત થયો. પોતાને એક વખત નીચું જોવડાવનાર પત્ની, એને છેતરીને એ માર્ગે જાય એ એનાથી ન સહેવાય. વ્યવહારની દૃષ્ટિએ એ ન માનવા જેવું લાગે, પણ માનસશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં એ સ્વાભાવિક લાગશે.'

રામરાયે બંનેને કોઈ ગંભીર ચર્ચા કરતાં જોઈ પૂછ્યું; ' કંઈ ઊંડા તત્ત્વજ્ઞાનની ચર્ચા કરો છો કે શું ? '

કપિલાબહેને કહ્યું: ' આ તમારા ભાવનાશીલ ગોવિંદને જગતની ગરમ લૂ લાગી છે તે પંખો નાખું છું.'

સુસ્મિતાના એ પ્રસંગથી ગોવિંદને જબરો આઘાત લાગ્યો હતો, એનું મન મનાવવામાં રામરાયે પણ ભાગ લીધો હતો. એટલે એ જ પ્રસંગ ચાલતો હશે માની એમણે સોફામાં બેસતાં કહ્યું: ' એ ઘા, ગોવિંદ, તું નહિ રૂઝવા દે તો દિવસે દિવસે ભયંકર થશે.'

કપિલાબહેને સવિતાનો પત્ર આપતાં કહ્યું: ' આ વળી બીજો ઘા છે. એને ઉપરાઉપરી ઘા થવા માંડ્યા છે.'

પત્ર વાંચીને રામરાય બોલ્યા: ' જાતિયસંબંધ વિનાનો, કામવાસનાથી પર એવો પ્રેમ સ્ત્રીપુરુષ વચ્ચે હોય એ જ પ્રજામાનસના ખ્યાલમાં નથી. અને એનું કારણ પ્રજામાનસ એટલું તંદુરસ્ત નથી. પતિપત્નીનો સંબંધ પણ કોઈ ઉદાત્ત પ્રેમ માટે જોડાય છે એ પણ કેટલા સ્વીકારશે ? એક અમેરિકાની ધનિક યુવતી હિંદના એક અંધ યુવકને એની બુદ્ધિમત્તા અને બીજા અંધો પ્રત્યેની એની સેવા

કરવાની મહેચ્છાથી મુગ્ધ થઇ, એમાં મદદરૂપ થવા એની સાથે લગ્ન કરે, એ કેટલી ઉદાત્ત ભાવના છે! છતાં એની એ ભાવનાથી આપણે ક્યાં મુગ્ધ થયા છીએ? કોઇને એ સંબંધ અલૌકિક હોય તેમ લાગ્યું નહિ, એ જ આપણી બિનતંદુરસ્તી બતાવે છે!' રામરાયે એક તાજા બનેલા બનાવનો ઉલ્લેખ કર્યો.

કપિલાબહેને કહ્યું: 'એવો શુદ્ધ પ્રેમ જેમણે અનુભવ્યો નથી, વાસનાઓ જ જેમના અંતરમાં સદા રમમાણ કરતી હોય છે, એ બીજાને પણ એ દૃષ્ટિએ જુએ એમાં શી નવાઇ? એવા જગત ઉપર દુઃખ લગાડવાનું પણ કારણ નથી. ગોવિંદને મારું એ જ કહેવું છે કે, હીરો લાખ રૂપિયાનો હોય પણ એની કિંમત ઝવેરી જ કરી શકે. જડભરતને મન એ પથ્થર છે. પ્રેમના સાચા ઝવેરી 'રામ' છે. એ તારી કિંમત આંકતા હોય તો તારે મારા મૂલ્યની પણ પરવા ન કરવી!' કપિલાબહેન રામરાય સામે જોઇને મલકર્યાં.

રામરાય ધીમેથી બોલ્યા: 'પ્રેમ નિજાનંદ છે. પ્રેમને સામો બદલામાં પ્રેમ ન મળે તો પણ એ એના ઉપર એટલો જ પ્રેમ અનુભવે, એ જ શુદ્ધ પ્રેમની નિશાની છે. એટલે પ્રેમના બદલામાં પથ્થર મળે, બદનામી મળે કે મોત મળે તો પણ શુદ્ધ પ્રેમ નિજાનંદમાં જ રહે છે.'

ગોવિંદે પોતાના અંતરની મનોદશા સ્પષ્ટ કરતાં કહ્યું: 'બાપુજી! મારા શુદ્ધ પ્રેમના બદલામાં મને બદનામી મળી તેનો હું અફસોસ કરતો નથી. મારા પ્રેમના ફળ રૂપે મેં મારી બે બહેનોને દુઃખી કરી, એમનાં જીવન કરૂણ બનાવી દીધાં, એને હું મારી પ્રેમની અપૂર્ણતા માનું છું, એટલી અશુદ્ધિ માનું છું.'

રામરાય હસ્યા. ઉત્તર આપ્યો: 'કપિલાનો પ્રેમ હું ન મેળવી શક્યો ત્યારે હું પણ તારી પેઠે માનતો હતો. પરંતુ પરિણામ

ઉપરથી પ્રેમને માપવો એ વ્યવહારુ ગણતરી છે—જેમ ફળ ઉપરથી કર્મની કિંમત આંકીએ છીએ તેમ. ગીતાનો કર્મયોગ ફળની ઇચ્છા વગર કર્મ કરવાનો બોધ દે છે. કર્મયોગ જેવો જ પ્રેમયોગ છે. ફળ ઉપરથી એની કિંમત ન થાય. આપણને દેખાતું તાત્કાલિક પરિણામ એ સાચું પરિણામ નથી પણ હોતું. કોઇ વખત એનો ખુલાસો થોડા વખતમાં થઇ જાય છે—જેમકે મારું અને કપિલાનું પુનર્લગ્ન. પરંતુ કાળ અનંત છે. એવું કોઇ તાત્કાલિક પરિણામ ન દેખાય માટે આજનું પરિણામ એ જ અંતિમ છે એમ ન કહી શકાય. તું માને છે કે તારા પ્રેમથી એ બહેનો દુઃખી થઇ. હું કહું છું કે ભવિષ્યના કોઇ શુભ હેતુ માટેનું આજે ઘડતર ચાલતું હશે તો પણ કોને ખબર છે?'

અને સુખદુઃખના વિષય ઉપર ઊતરી પડતાં રામરાયે સાથે સાથે કહ્યું: 'ગોવિંદ! સુખ અને દુઃખ એ મનનાં કારણ છે, એમ આપણાં શાસ્ત્રો કહે છે એ ખોટું નથી. આપણને પસંદ ન હોય એને આપણે દુ.ખ કહીએ છીએ. પ્રિયને સુખ કહીએ છીએ. પરંતુ ઘણા વખત એવું બને છે કે પહેલાં જેને આપણે દુઃખ માનેલું તે પાછળથી સુખ લાગે છે. સુખ માનેલાને દુઃખ ગણીએ છીએ.

ગોવિંદ અને કપિલાબહેન સાંભળી રહ્યાં.

એની સ્પષ્ટતા કરતાં રામરાય આગળ બોલ્યાં: 'એનો સરસ દાખલો શ્રી અરવિંદના ઉત્તરપાડા વ્યાખ્યાનમાં છે.' શ્રી અરવિંદ ઉપર ગોવિંદને વધુ ભક્તિ હતી એ જાણીને જ રામરાયે એ દાખલાનો ઉલ્લેખ કર્યો હતો. ગોવિંદ પણ શ્રી અરવિંદનું નામસ્મરણ થતાં ટટ્ટાર થયો.

'શ્રી અરવિંદ એ વ્યાખ્યાનમાં કહે છે: 'મારી ધરપકડ થઇ

ત્યારે હું હતાશ થઇ ગયો હતો. વળી એથી વિશેષ હતાશ તો મને અલીપુર જેલની અંધારી કોટડીમાં રાખવામાં આવ્યો ત્યારે થઈ ગયો. પરંતુ ત્યાં મને પ્રથમ વાર પ્રભુનો સાક્ષાત્કાર થયો ત્યારે સમજાયું કે એ અંધારી કોટડીમાં પ્રભુએ મને પૂરેલો તે દુઃખ દેવા માટે નહિ, પણ મને એનાં દર્શન કરાવવા!'

રામરાય અટક્યા. વાતાવરણ ગંભીર બની ગયું હતું. વચ્ચે કોઈની બોલવાની ઇચ્છા થતી ન હતી.

એમણે બીજો દાખલો આપતાં કહ્યું: 'મારા મિત્ર, મીરજમાં ક્ષયના સારામાં સારા ડૉક્ટર ગણાય છે, ડૉ. અરવિંદ દેસાઈ. એ નાનપણથી ઘણા હોશિયાર. અમે બંને બાળપણથી સિવિલિયન થવાનાં સ્વપ્ન સેવતા હતા. એમને પંદરમે વર્ષે ક્ષય થયો. અને એમાંથી એ સિવિલિયન થવાને બદલે ડૉક્ટર થયા. આજે એ નાનપણમાં થયેલા ક્ષયને પોતાના જીવનનું એક મોટામાં મોટું સદ્ભાગ્ય માને છે!'

કપિલાબહેન એ વાત જાણતાં હતાં એટલે એ શાંતિથી સાંભળતાં હતાં. પરંતુ ગોવિંદની ઉત્સુકતા વધી ગઈ. રામરાયને અટકેલા જોતાં એણે પૂછ્યું; 'શી રીતે એ એને સદ્ભાગ્ય માને છે?'

'એ કહે છે કે જો મને ક્ષયના દર્દનો બે વરસ જાતઅનુભવ ન થયો હોત તો હું કદી ડૉક્ટર ન થયો હોત. સિવિલિયન કે બૅરિસ્ટર થઇ ક્યાં ય ફેંકાયો હોત. પરંતુ એ દર્દના અનુભવે મેં ડૉક્ટર થવાનો નિર્ણય કર્યો. ક્ષયનો સ્પેશિયાલિસ્ટ થયો. મારી સફળતા એ વિષયના જ્ઞાનમાં જેટલી છે, તેટલી જ એના જાત અનુભવમાં પણ છે. દર્દીની હું આજે જે બુદ્ધિ અને પ્રેમથી સેવા કરું છું તે કદાચ, એ અનુભવ ન હોત અને ડૉક્ટર થયો હોત તો

ફક્ત બુદ્ધિ એકલાથી જ સેવા કરત. સેવા કરવા માટે બે વસ્તુની જરૂર છે. પ્રેમ અને જ્ઞાન. એ બે વસ્તુનો સમન્વય કરાવવા જ પ્રભુએ મને નાનપણમાં ક્ષયનું દર્દ આપેલું. તે વખતે હું એને મારા પાપના રૂપ તરીકે દુઃખ માનતો હતો. આજે એને હું મારા જીવનનું સદ્ભાગ્ય માનું છું. એ સિવાય હું ક્ષયના દર્દીઓની આટલી પ્રેમમય સેવા ન કરી શક્યો હોત!'

રામરાય હસીને આગળ બોલ્યા: 'એટલે ગોવિંદ, આજે તને જે દુઃખ લાગે છે, તારી બહેનો દુઃખી થઈ એમ માને છે, એ આજનો પ્રસંગ ભવિષ્યમાં સુખનો થવાનો હોય તો પણ કોને માલુમ છે?'

ગોવિંદને માથા ઉપરથી ભાર ઓછો થયો હોય તેમ લાગ્યું.

રામરાયે કહ્યું: 'ગીતાનો કર્મયોગ એથી જ જગતના તત્ત્વજ્ઞાનમાં શ્રેષ્ઠ ગણાય છે. કર્મ કરવાનું દરેક ધર્મ કહે છે. પરંતુ શ્રીકૃષ્ણે નિષ્કામ કર્મયોગ ગીતામાં જે ગાયો છે એ જ આર્ય સંસ્કૃતિની વિશિષ્ટતા છે. નિષ્કામભાવે મનુષ્ય કર્મ કરે તો એને સુખ કે દુઃખનો સવાલ ઊભો થતો નથી. ફળ કે અફળની મૂંઝવણ ઊભી થતી નથી. પોતે માનેલા કર્મમાં પ્રવૃત્ત રહેવામાં જ એ તો નિજાનંદ અનુભવે છે. એ રીતે તેં જેને બહેનો માની તેમની સાથે નિષ્કામભાવે પ્રેમ રાખ્યો, કંઈ કર્યું, એ જ તારા માટે બસ છે. એના ફળ સામે તું શું કામ જુએ છે?'

ગોવિંદ હસતાં હસતાં ઊભો થઈ ગયો: 'બાપુજી! હવે બસ કરો. મારું હૈયું હલકુંફૂલ થઈ ગયું છે. મને તમારો આટલો ઉપદેશ એક વખત પચાવવા દો. બાકી અજીર્ણ થશે.'

'ઊભો રહે.' એને જતાં રોકી કાપલાખડેને કહ્યું: 'મોહનપરા

જવું છે તે કહેતો હતો તેનો છેલ્લો શો વિચાર કર્યો ?'

ગોવિંદની પરીક્ષા થઇ ગઈ હતી, પરંતુ રાધાની મેટ્રિકની પરીક્ષા બાકી હતી એટલે એના ટ્યુશન માટે જ એ રોકાયો હતો. વળી રાધા આ વખતે મોહનપુરા આવવાનો આગ્રહ કરતી હતી, ગયે વખતે એને આવવું હતું, પરંતુ ઉનાળાની રજાઓમાં એમ કહી ગોવિન્દે એ ટેલ્યું હતું. વચ્ચે નડિયાદ કન્યાવિદ્યાલયમાં જઈ એ સુધાને પણ જોવા ઇચ્છતી હતી. પરંતુ ગામડાનું વાતાવરણ ગોવિંદ જાણતો હતો એટલે સુસ્મિતા અને સવિતાના પ્રસંગો બની ગયા પછી રાધાને પોતાની સાથે મોહનપરામાં લેઇ જવાની એની ઇચ્છા ન હતી. વળી સુસ્મિતાના પ્રસંગ પછી એનું દિલ અહીંથી થોડો વખત છૂટી મોહનપરા જવા ઝંખતું હતું. છતાં ફરજ માની એ રોકાઇ રહ્યો હતો. મેટ્રિકની પરીક્ષાના હવે પંદર જ દિવસ હતા. છતાં સવિતાનો પત્ર વાંચી એટલા દિવસ અહીં રહેવાની એની ધારજ ન રહી.

એ પત્ર કપિલાબહેનને વંચાવ્યો ત્યારે પોતે તરત મોહનપરા જવા માગે છે એમ એણે ઇચ્છા બતાવી હતી. વળી રાધાને ત્યાં લેઇ જવા એનું મન જે આનાકાની કરતું હતું, તે સ્થિતિ પણ એણે સ્પષ્ટ જણાવી દીધી હતી.

એટલે એ મુદ્દો સ્પષ્ટ કર્યા વગર ગોવિંદ ઊભો થઈને વિદાય થવા ગયો ત્યાં કપિલાબહેને સવાલ કર્યો.

ગોવિંદે હસીને કહ્યું: 'હવે મને મોહનપરા જવાની કંઇ ઉતાવળ નથી. આ સ્થિતિમાં હું ત્યાં ગયો હોત તો પણ હું શાંતિ ન અનુભવત. નિષ્કામ કર્મ એ જ માણસનું કર્તવ્ય હોય તો મારે

ફળ ઉપર વ્યર્થ ચિંતા કરવાનું કારણ નથી. વળી આ ઊભી થયેલી પરિસ્થિતિ દુઃખદાયક પણ હું માનતો નથી. એ દ્વારા પ્રભુ આપણું ઘડતર કરી રહ્યો હશે તો પણ કોને ખબર?'

કપિલાબહેનના મોં ઉપર આછું સ્મિત આવી ગયું. તેમણે પૂછ્યુંઃ 'તો રાધાને મોહનપરા લેઇ જવાનો વિચાર પણ આની જેમ બદલાઇ ગયો છે ને?'

'હા, જરૂર એને લેઇ જઇશ. હું તો નિષ્કામ કર્તવ્ય જ કરીશ. એના પરિણામનો ફફડાટ મને નથી.' કહીને ગોવિંદ હસતો હસતો એની ઉપરની રૂમમાં ચાલ્યો ગયો.



# ૧૯

રજાઓમાં ગોવિંદ રાધાને લેઈને મોહનપરામાં આવ્યો એટલે કળિયુગ ઉપર વાતોની ઝડી વર્ષી રહી.

એપ્રિલની દસમીએ રાધાને સોળ વર્ષ પૂરાં થઈ સત્તરમું વર્ષ બેઠું હતું. ઘરની સુખી, માબાપની તંદુરસ્તી વારસામાં મળેલી એટલે ગામડાના લોક તો એને વીસ વર્ષની જ માની બેઠા હતા. તેમાં અવળી વાત કરવી હોય ત્યારે માણુસ ઈરાદાપૂર્વક એકાદ બે વર્ષ વધારે કહે.

એવી છોકરી મોહનપરામાં ઉઘાડે માથે, બે બાજુ બે ચોટલા છૂટા મૂકીને, ગોવિંદ સાથે ફરે એ ગામના ઈતિહાસમાં પહેલો બનાવ હતો. વળી લોકોને ગામનો આચારવિચાર રાધામાં એકય દેખાતો ન હતો. કુંવારી છતાં ઓઢણી પહેરવાને બદલે સ્ત્રી પહેરે તેમ એણે દસ હાથની સાડી પહેરી હતી! હાથે બંગડી એકય ન હતી! વધારામાં ડાબે હાથે ઘડિયાળ હતું.

બૈરાં તો બંગડીઓ ન જોઈને જ ચીસ ખાઈ ગયાં. એક વરસથી ગોવિંદ રામરાયને ત્યાં રહેતો હતો એટલે એક સજ્જન માણુસ તરીકે એમની ગામમાં સારી શાખ પડી હતી. વળી ગોવિંદ ખોવાયો ત્યારથી એ મોહનપરાના લોકોમાં જડાઈ ગયો હતો. પરંતુ

રાધાને હાથે ફક્ત બંગડીઓ ન જોતાં, એ સર્વ આબરૂ ક્ષણમાત્રમાં તણાઈ ગઇ.

શહેરના લોક, ભલે સ્વભાવના સારા માણસ હોય, પણ અંગ્રેજી ભણેલા એટલે આચારવિચારમાં નર્યો ભોળાવાડો! ખાવાપીવાની, અડવા આભડવાની એમને છોછ નહિ!

ગોવિંદ અમદાવાદ ગયા પછી મૂછ કાઢી નાખતો થયો હતો એ નોંધ પણ લોકોએ ભેગાભેગી લેઇ લીધી. માણસને સહવાસની અસર થયા વગર ન રહે એમ માની લોકોએ એનામાં પણ બગડવાના ચિહ્નો માની લીધાં.

તેમાં રાધાએ ગોવિંદ સાથે સીમમાં પણ સાથે ફરવા માંડ્યું. એટલે લોકો આભા જ બની ગયા.

મણિ શેઠાણીથી બોલ્યા વગર ન રહેવાયું: 'હવે હાથમાં હાથ ઝાલી મડમની પેઠે ફરવાનું બાકી રહ્યું છે!'

'બધો દોષ હું તો એ છોડીની માનો જોઉં છું. આવડી મોટી છોડીને આમ એકલી રખડવા મોકલાતી હશે?'

'એ તો બધું સુધરેલું ખાતું. એની માએ રાંડયા પછી ફરી પુનલગન કરેલું છે. પછી સુધરવામાં ખાતુ શું બાકી રહ્યું હોય?'

'ગોવિંદને આપણે ખોટો નથી કહેતાં. પણ વિશ્વામિત્ર ઋષિ જેવા મેનકાના મોહમાં પડી ગયા તો આપણુ માણસ કોણુ?'

એ સાંજે મણિ શેઠાણીએ રાધાને પોતાને ત્યાં બેસવા બોલાવી ત્યારે પૂછપૂરછ માંડી: 'તે હવે તમે પરણવાનાં ક્યારે?'

રાધાએ હસીને કહ્યું: 'હું નથી પરણવાની.'

'અરે! કોઇ આખી જિંદગી કુંવારું રહ્યું છે!'

'હા, ઘણાં ય. આપણા હિંદુઓમાં એવી સંખ્યા નથી. પણ પારસીઓમાં જોઇએ તેટલી સ્ત્રીઓ કુંવારી છે. ઈંગ્લેંડ–અમેરિકામાં તો એની નવાઈ નથી.'

'પણ તો ય પરણ્યા વગર કંઈ ચાલ્યું?'

રાધાએ વળી હસીને કહ્યું: 'હમણાં તો ચાલે છે. નહિ ચાલે ત્યારની વાત ત્યારે. અત્યારે માણસે ભણવાનો જ વિચાર કરવો જોઇએ.'

'હજુ ક્યાં સુધી ભણુ ભણુ કરશો?'

'મારો વિચાર વિલાયત પણ ભણવા જવાનો છે.'

'તે તમે નોકરી કરશો?'

'હા, માણસે કમાવું તો જોઇએ ને!'

'બૈરાંથી વળી કમાવા જવાતું હશે?'

'તેટલે તો એમને પુરુષોથી દબાવું પડે છે. પુરુષો કમાય છે માટે જ સ્ત્રીઓને દબાવે છે. બાકી ઘર સ્ત્રી અને પુરુષથી ચાલે છે. સ્ત્રીને દબાવાનું શું કામ હોય?'

મણિ શેઠાણીએ મોં કાવકું રાખીને પૂછ્યું: 'તમારાં આ તમારા બાપુજીથી નથી દબાતાં?'

'ના, શું કામ દબાય?'

'તમને પણ ગમે ત્યાં ફરો તો પણ કંઇ ન કહે?'

'શું કામ કહે? છોકરાઓ ગમે ત્યાં ફરે છે છતાં એમને મા-બાપ નથી રોકતાં, પછી છોકરીને શું કામ રોકે?'

મણિ શેઠાણીએ બીજો વિષય પકડયો: 'હાથે બંગડીઓ ન પહેરો તે તો સારું ન કહેવાય.'

રાધા: 'કેમ?'

'બૈરા માણસે બંગડીઓ પહેરવી જોઈએ.'

'પણ શાથી ?'

'એનો ધરમ છે.'

'એવો ધરમ કોણે કર્યો ?'

'તો એ સરાસણ છે કે વિધવા તે ઓળખાય શી રીતે ?

'પુરુષ એવું ઓળખાવા શું પહેરે છે ?'

'તમે તે બેન, ગાંડી વાત કરો છો ને ! પુરુષને વળી પહેરવાનું હોતું હશે !'

'હું ગાંડી વાત નથી કરતી, ડાહી વાત કરું છું. સ્ત્રીઓને બંધાયેલી રાખવા પુરુષોએ એ તો બેડીઓ પહેરાવી છે.'

મણિ શેઠાણી હસી પડ્યાં. પૂછ્યું: 'તમારી બા નથી પહેરતાં ?'

'પહેરે છે.'

'તો એ કેમ બેડીઓ પહેરે છે ?'

'એમની ખુશીની વાત. કાઢી નાખે તો મારા બાપુજી કંઈ ના ન પાડે.'

મણિ શેઠાણીએ ધીમે ધીમે બીજા પ્રશ્નો કર્યા. ગોવિંદને ત્યાં શું કામ કરવાનું ? તમને એ ભણાવે છે ? તમે આમ ત્યાં પણ સાથે ફરો છો ? બા–બાપુજી સાથે ફરતાં જુએ તો કંઈ બોલે નહિ ?

મણિ શેઠાણીને પછી તો જોઈતું જ શું હતું ? એમણે ચર્ચા વહેતી મૂકી કે, સુધા સાથે ગોવિંદે વિવાહ કરી રાખ્યો પણ લગ્ન ન કર્યું તેમાં આ છોકરી પણ કારણ હોય. જો આની સાથે બેસી જતું હોય તો પેલી છોકરી લટકતી રહે !

સાંભળનાર સ્ત્રીએ એ અશક્ય વાતનો વિરોધ કર્યો: 'ના !

ન. ! ભગતનો છોકરો એટલા સુધી કંઇ અધર્મ ન કરે. ગમે તેમ પણ એ તો બ્રાહ્મણની છોડી. તુલસીકયારો કહેવાય. એવું પાપ તો ઇકોતેર પેઢીનાં પુણ્ય પરવાર્યાં હોય તેને જ સૂઝે !'

મણિ શેઠાણી: 'અરે ! હું રાંડ કંઇ આટલાં વરસ પાણીમાં નાખીને વાત કરતી હોઇશ ? મેં એ બધો ખાતરી કરી છે. એનાં માબાપ એ ગમે તેને પરણે પણ વાંધો ન લે. મેં મૂઇએ ગમ્મત ખાતર એટલા સુધી પૂછ્યું કે, કોઈ હલકી વરણનો છોકરો હોય તો પણ ? એણે આડો પડદો કાઢી નાખતાં ચોખ્ખું કહ્યું કે હલકી શું હરિજન હોય તો પણ !

ન માનનાર બાઇ કહેતી: 'શહેરની છોડીઓની બોલવામાં જીભ છૂટી હોય એટલું જ. બાકી કોઇ ગમે તેની સાથે તે લગન કરતું હશે ? અને એ છોડીની વાત જવા દેજ્યો. પણ ગોવિંદ કંઇ એવો બીજા અંગ્રેજી ભણતા છોકરા જેવો છિછોરો નથી કે એવું કામ કરે !'

મણિ શેઠાણી: 'ગાય ગધેડા જોડે બાંધી હોય તો, ભૂંકતાં ન શીખે તો પણ, લાત મારતાં તો શીખે જ !'

ગામમાં લોકો સાથે હરવાફરવાની છૂટનો શો અર્થ કરે તેની ખબર ગોવિંદને હતી એટલે રાધાને એણે પહેલેથી શરત કરી હતી કે મોહનપરામાં એ કહે તેમ વર્તવું પડશે. પરંતુ એવું આપેલું વચન પાળે ત્યારે રાધા શાની ? સાંજે એ કહેતી ચાલો સીમમાં ફરવા જઇએ. ત્યારે ગોવિંદ બીજા બે મિત્રોને સાથે લેઇને નીકળતો. પરંતુ એ બધી મર્યાદા છતાં ગામડાને તો જૂની આંખે નવો તમાશો હતો. એમને તો કળિયુગનાં જ એ બધાં લક્ષણ દેખાતાં.

બકોર ભગતની પણ જૂની આંખો હતી. પરંતુ પુત્રપ્રેમને

લીધે એમને કંઇ વસ્વું નહોતું લાગતું, એટલી ગોવિંદને નિરાંત હતી. ભગતને વિશ્વાસ હતો કે, પોતાનો ગોવિંદ ગમે તેમ થાય પણ કોઇની તરફ ખોટી નજરથી ન જુએ. વળી રાધા ભગતને દાદા ! દાદા ! કહીને એમની વાતો મજાથી સાંભળતી કે એમને વાતો કહ્યા કરવાનું મન થયા કરતું.

લોકો ભગતને ઘેલછા લાગી છે એમ માનતા હતા. કહેતા કે, સ્વારથ આગળ ભગત હોય કે મહાત્મા હોય, બધા આંધળાભીંત. છોકરાને એમને ઘેર મફત રાખે છે એટલે એના ઉપર કેવાં લાડ કરે છે ! બાકી કોઈ બીજી જોડી હોત તો એના ઢંગ જોઇ ભગતે નાક ચડાવ્યું હોત. સવારથ બાપલા સવારથ ! ભગતને છોકરો સાંબ થાય તેની માયા વળગી છે.

કર્મસંજોગે ગોવિંદના કાકા સસરા, ભીખાભાઇ, ભેંસ શોધવા તે અરસામાં મોહનપરામાં આવી પહોંચ્યા. એમણે રાધાને જોઇ. ગામમાં થતી વાતો સાંભળી.

એમણે ત્યાં જ, મનમાં ને મનમાં એમના ભાઇ, ચંદુભાઈને ગાળો દેવા માંડી. નાતમાં એ પટેલિયા ગણાતા. પાટીદાર નાતમાં વિવાહ કર્યા પછી લગ્ન લંબાય તો એ તૂટયા વગર ન રહે એ એમનો જાતઅનુભવ હતો. એવા વિવાહ તોડવા ને માંડવા એ એમનો પણ ધંધો હતો.

મોહનપરા જેવા ઊતરતા ગામમાં વિવાહ કરવા એમનો પટેલિયો સ્વભાવ પહેલેથી તૈયાર ન હતો, પરંતુ ચંદુભાઈની મક્કમતા, અને સુધાને લાયક બીજો કોઇ યુવક ન હતો, એટલે ભીખાભાઇ કચવાતે મને છેવટ સમત થયા હતા. પરંતુ વિવાહ પછી ત્રણ વર્ષે લગ્ન, એ વાત એમણે સ્વીકારી ન હતી. બંને

ભાઈઓ વચ્ચે મતભેદ પડ્યો. ચંદુભાઈ છેવટ એટલા મક્કમ રહ્યા કે ભીખાભાઈને નમતું આપવું પડ્યું. છતાં તે વખતે એ બોલેલા કે, જેમ કરવું હોય તેમ કર ને, હું વચ્ચે માથું મારું તો કહેજે. પાછળથી પાડો છૂટ્યો કે પાડી, મારો દોષ કાઢતો ન આવે એટલે બસ!

એ જ ભવિષ્યકથન એમને સાચું પડતું લાગ્યું. સુધા કરતાં વધુ સૌંદર્યવાન રાધાને જોતાં જ એમને ખાતરી થઈ કે, દૂધમાં અને દહીંમાં પગ રાખવા જ વિવાહ કર્યા છતાં ગોવિંદે લગ્ન ઠેલ્યું હતું.

ચંદુભાઈ ઉપર ખીજ કાઢતાં એ અંતરમાં ને અંતરમાં બબડતા હતા—આફ્રિકા ગયેલા ત્યાં જઈને કમાય છે એટલું જ, એમને વ્યવહારનું કશું ભાન હોતું નથી. કોઈ જેમ કૂંડાળે પાડે તેમ પડે. છોકરે જરા ચાલાકીથી વાત કરી એટલે ભાઈ ભોળવાઈ ગયા. છોકરી લટું બની ગઈ. પણ આ એની સાળીજીને હસીબોલીને એની સાથે હરતીફરતી જુએ ત્યારે એની પૂરી આંખ ઊઘડે.

અને પોતાની જાત ઉપર ખીજ કાઢતાં એ વિચારતાં—ભાઈ તો જાણે જગ જીતી ગયા હોય તેમ રાજ઼ઓ પૂરી થઈ એટલે ગયા કમાવા. પણ ગંધાડે બેસવાનો વખત આવે ત્યારે લોકો મને જ મૂરખ કહે—એ તો નાનપણથી આફ્રિકા પડી રહે એટલે એને ગમ નહિ. પણ તમે મારા ભાઈ અક્કલ ગીરો મૂકી હતી? પાટીદાર નાતમાં સત્તર વર્ષની કન્યા થયા પછી કોઈ લગ્ન ત્રણ વર્ષ ઠેલતું હશે? ભણવું હોય તો તે પછી એને કોણ ના પાડતું હતું? તોરણે આવેલો વર પાછો જાય તો ત્રણ વરસની વચ્ચે આડી રાતોનો શો ભરોસો?

એ સાથે જ એમણે મનમાં નિર્ણય કરી નાખ્યો હોય તેમ

વિચારી લીધું—ઘેર જાઉં એટલી વાર. ભાઈને એક ધમકાવીને કાગળ લખી નાખું. ચોખ્ખું કહી દેઉં કે, મારે તારી કંઈ સાડાબાર નથી. તારા વગર હું પરણાવી દેઉં છું. સાદાઈથી તું એમને લગ્ન કરવાની છૂટ આપતો ગયો છે, પછી તારી હાજરીની જરૂર શી છે?

અને પોતાના એ નિર્ણય ઉપર જાતે જ ખુશ થઈ એ મૂછમાં હસીને વિચારમાળાના મણકા પરોવવા લાગ્યાઃ એ બેટાને પણ ચોખ્ખું જણાવી દઈશ કે આમ દૂધમાં અને દહીંમાં પગ રાખવાની વાત હું નહિ ચાલવા દઉં. સુધાને ભણવું હોય તો પછી ભણે. તારે ભણવું હોય ત્યાં સુધી ભણ. તમારે બંનેએ ભેગાં ન થવું હોય તો ન થશો. પણ લગ્ન મુલતવી રાખવાની ચાલાકી હવે મારી આગળ નહિ ચાલે!

મોટા હરિશ્ચંદ્રના બેટા ન જોયા હોય તો! એ અમારો (ચંદુ-ભાઈ)ય અજુબ છે. આ કળિયુગમાં વળી કોઈ વચનની વાતોથી છેતરાતું હશે?

પણ એની ચાલાકી હવે હું ચાલવા નહિ દેઉં. ચંદુના કાગળની રાહ જોવાની પણ મને સાડાબાર નથી. લખી દઈશ કે આમ ગોઠવ્યું છે. અહીં વ્યવહારમાં મારે ઊભા રહેવાનું છે, તારે નહિ. મૂરખ બનું તો હું બનું, તને નાનો ગણી, પરદેશ રહે છે આની બધા માફ કરે.

જાત તે જાત, અને કજાત તે કજાત! હલકા ગામનાને આપણે ગમે તેટલું કરીને મોટા માનીએ પણ એ જાત ઉપર ગયા વગર ન રહે!

બાકી કજાત ન હોય તો, શહેરમાં છાનોછપનો ધંધો કરી ખાતો હોય તેનો ધજાગરો બાંધવા કોઈ એને ગામમાં લાવતું હશે!

પણ એણે જે કર્યું છે તે સારું કર્યું છે. નહિ તો મારી આંખ ન ઊઘડત!



# ૨૦

ચંદ્રકાન્તના મંદિરમાં આવ્યા પછી એક ભજનમંડળી ઊભી થઈ હતી. કાન્તિ એનો આગેવાન હતો. વજેસંગ પણ એ મંડળીમાં હતો. ગામમાં એના જેવાં ભજન કોઈ ગાઈ શકતું ન હતું. હાથમાં કાંસાજોડ લઈને એ ભજન લલકારતો ત્યારે મોરલીથી લીન થયેલો સાપ ડોલે તેમ એનું માથું ઝૂલ્યા કરતું. એ ચસચસાવીને ભૂંગળ વગાડતો ત્યારે જાણે વર્ષામાં મોરલો ટહુકી રહ્યો હોય તેવો જ ભાસ થતો. નરઘાં ઉપરની એની થાપટ પણ સૌમાં જુદી ભાત પાડતી.

આ વજેસંગ જાતે એકલો હતો. કોઈ ધંધામાં એનું ચિત્ત ન હતું. તેમાંય ચંદ્રકાન્ત આવ્યા પછી મોટે ભાગે એ મંદિરમાં પડ્યોપાથર્યો રહેતો. ખાવાનું પણ એને ત્યાં અવારનવાર મળી રહેતું. ભૂખ એને બહુ સતાવતી પણ નહિ, દિવસમાં એક વખત મળી રહે એટલે બસ.

ચંચળ વાળંદણ મંદિરનું પાણી–લૂગડાંનું કામ કરવા આવતી હતી. નર્મદા ગોરાણી વિધવા થયાં એટલે એમનાથી ખૂણો પાળ્યા વગર બહાર નીકળાય નહિ એટલે કામ બાંધવું પડ્યું હતું. તેમાંય ચંદ્રકાન્તની ઇચ્છા કાયમનું કામ બાંધવાની પણ ખરી. કારણ કે,

નર્મદા ગોગણી પાસે કંઈ કામ ન કરાવતું--ભગવાનનું બેઠાં બેઠાં ભલે ભજન કરે.

એ કામ બંધાવવામાં કાન્તિનો હાથ હતો. મંદિરમાં એની સાથે એકાંત મળે એવી સગવડ હતી. મંદિરનો મેડો મોટા ભાગે વપરાતો ન હતો. ઉપર ચંચળ કપડાં મૂકવા કે બીજે કામે જાય ત્યારે એ એકાંત મેળવવાની મોટી અનુકૂળતા હતી. એ સગવડનો કાન્તિએ લાભ પણ ઊઠાવ્યો હતો.

પરંતુ મંદિરમાં કામ પ્રસંગે અવારનવાર રોજ જવાનું થાય તેમાંથી વજેસંગ અને ચંચળના જીવ મળી ગયા. એ તો રજપૂતનો દીકરો. કુલડીમાં ગોળ ભાંગવાની છાની રીત એને પસંદ નહિ.

એણે ચંચળને ચોખ્ખું કહી નાખ્યું: 'હું કંઈ વાણિયો-બ્રાહ્મણ નથી. ચોરી એ મારો ધંધો નહિ. હિંમત હોય તો કહેજે--દીંડી નાખીશું આખા મુલકમાં.'

ચંચળની જુવાની ફાટફાટ થતી હતી. ગોટિયો નામનો ધણી હતો એટલું જ. એની સોડનું સુખ આ જન્મે મળે એમ હતું જ નહિ. કાન્તિ શેઠ સાથેનો સંબંધ પણ લોકોની આંગળીઓ ખમીને વેઠી લેવો પડતો હતો. ઘરમાં સાસુ પોતાના દીકરાની ખામી જાણતી હતી, છતાં સારતી હતી ચચળને જ. લોકો માનતા કે ચંચળ નફફટ થઈ ગઇ હતી, પરંતુ એને એનું જીવન કેટલું કડવું હતું, રાતે છાનું કેટલી રડતી હતી એ એનું મન જાણતું હતું.

તેમાં વજેસંગની દૂરના મલકમાં ઊપડી જવાની દરખાસ્તે એનું હૈયું નાચી ઊઠ્યું. લોકો એક વખત નખરી નીકળી એટલું જ કહેશે--પણ કાયમનું દુઃખ જશે. છૂપું પાપ કરવું તો મટે.

એક અઠવાડિયું હૈયામાં ગડમથલ ચાલ્યા પછી ચંચળે પોતે તૈયાર છે, તેવો ફેંસલો નિર્ણય વજેસંગને જણાવ્યો.

પરિસ્થિતિ આટલે આવી એટલે વજેસંગે ચંદ્રકાન્તને ચોખ્ખે ચોખ્ખી વાત જણાવી દીધી. ચંદ્રકાન્તે ઊંડો વિચાર કર્યો હોય તેમ લગભગ પંદર મિનિટ સુધી મૌન સેવ્યા પછી કહ્યું: 'હાથ ઝાલ્યુ તેનો ઠેઠ સુધી ઝાલવાનો હોય તો ખોટું નથી.'

'મહારાજ! આ વજેસંગે એનો હાથ ઝાલ્યો એટલે મરને માથું ધડથી જુદું થઈ જતું. એનો હાથ મૂકવાનો કેવો?'

'નાસીને ક્યાં જશો?'

'એવું કંઈ ચોક્કસ નથી. જ્યાં જવાશે ત્યાં.'

'શું કરશો?'

'ભગવાન જે કરાવશે તે.'

'અહીંની મિલકત?'

'બે વીઘાં જમીન છે તે ગીરે મૂકી પૈસા લેઈશ. ઘર ભલે રહ્યું. પાછળથી જોયું જશે.'

'તો હું કહું ત્યાં જાવ. તમારું નામ દેવા ય ત્યાં કોઇ નહિ આવે.'

'ક્યાં?'

'અમદાવાદની પેલી બાજું દસબાર ગાઉ દૂર, ભાદર ગામ છે. મેં કથા કરેલી ત્યારે એક મુખી સાથે ભાઈબંધી થયેલી. રાજા જેવો છે. અર્ધા ગામની જમીન એને ઘેર છે. હું કાગળ લખી આપું. તારાં ભજનથી એ ખુશ થઇ જશે એટલે બીજું કામ કંઈ કરવું નહિ પડે. બહુ તો, ઘોડી ઉપર બેસી સીમમાં દેખરેખ રાખવાનું કામ સોંપશે. એમને માણસની જરૂર નહિ હોય તો પણ બેત્રણ મહિના ટૂંકા કરાવશે.'

અને એ પ્રમાણે વજેસંગ-ચંચળ નાસી જઈ ભાદર આજે પણ હતાં.

એ કામમાં ચંદ્રકાન્તનો પહેલેથી હાથ હતો એવો કાન્તિને વહેમ નહિ પડેલો. પરંતુ વજેસંગ મંદિરમાં પડ્યોપાથર્યો રહેતો એટલે એને એની ગંધ આવી હોવી જોઈએ, એમ એણે માનેલું. વળી આ પ્રસંગ બનવાથી ભજનમંડળીની આબરૂ ધૂળમાં મળી. ચંદ્રકાન્તને પણ છાંટા ઊડયા. મંદિરમાં ચંચળ કામ કરતી તેમાંથી આ બન્યું એટલે એ ન જાણે એમ લોકો પણ શી રીતે માને!

છતાં ચંદ્રકાન્તનો આમાં કેટલો ઊંડો હાથ હતો એ ગામમાં ફક્ત સૂરજરામ તરવાડીની મહાકોર એકલી જાણતી હતી.

ચંચળની ઉંમરની એ પણ હતી. એની જુવાની પણ એવી જ ફટાફટ થતી હતી. બારમે વર્ષે એ વિધવા થઈ હતી એટલે જુવાનીની પીડાનો એને જાતઅનુભવ હતો. ચંચળની લોકો બદબો કરતાં ત્યારે એની સાથે સહાનુભૂતિથી વાત કરનાર મહાકોર હતી. એમાંથી એ બંનેને એવાં બહેનપણાં થયાં કે એકબીજાની જરેજર વાતો ખુલ્લા હૈયે કહેતાં.

એ ખાનગી વાતોમાંથી કોઈ હકીકત બહાર નહોતી ગઈ એટલે ચંચળે પોતાનો છેલ્લો નિર્ણય મહાકોરને કહ્યો હતો. એણે પણ ચંદ્રકાન્તની જેમ કહ્યું: 'બોન! એવું થતું હોય તો કર. આ છૂપું ગમે તેટલું મન મનાવીએ પણ પાપ તે પાપ. એના કરતાં ફાવતાનું ચાહન ઘર માંડવું એ ટાઢા લોહીનું તો ખરું.'

ચંચળે જણાવ્યું: 'વજેસંગે મહારાજને પૂછ્યું ત્યારે એમણે પણ તમારા જેવું જ કહ્યું.'

'કયા મહારાજ?'

'બીજા કયા? ચંદરકાન્ત.'

મહાકોરના આખા શરીરમાં ઝણઝણાટી વ્યાપી ગઇ. એણે રોમાંચ અનુભવતાં પૂછ્યું: 'શું કહો છ, ચંચળ!'

ચંચળના હૈયામાં હરખ માતો ન હતો. એણે ખાતરી આપતાં કહ્યું: 'મારા ગળાના સમ. એમણે તો અમને મદદ કરવાનું પણ કહ્યું છે.'

કોઇ નવી સૃષ્ટિમાં આવી પડી હોય તેમ મહાકોર ફાટી આંખે ચંચળ સામે તાકી રહી.

સાંભરી આવતાં ચંચળે કહ્યું: 'જોજે બેન, કોઇને ગંધ ન આવે કે મહારાજનો આમાં હાથ છે. બાકી ગામલોક...'

મહાકોર વચ્ચે જ બોલી: 'મારા પેટમાંથી ક્યાં ય વાત જાય ત્યારે થઇ રહ્યું.' અને ઉત્સુકતાપૂર્વક પૂછ્યું: 'તમને એ શી મદદ કરવાના છે?'

ચંચળ: 'અમે નાસીએ તો ખરાં, પણ જઈએ ક્યાં?'

'હા, એ તો મુદ્દાની વાત.'

'પાછળ અહીંથી કોઈ આવે. સરકારી લફરું જાગે એને પણ પહોંચી વળવું જોઈએ ને?'

'અહીંથી તો કોઇ આવવાનું નથી. બધા જાણે છે કે છોટોરાત મરદ નથી. પછી કોઈ શું મોઢું લેઈને આવે?'

'એની તો મનેય ખાતરી છે. પછી આમેય હું ઉતાવળી ઊડી છું, પછી કોરટ વચ્ચે જ ન કહું કે મારો ધણી... ..' અટકીને ચંચળ બોલી: 'પણ ચેતતા નર સદા સુખી. મહારાજે અમને સંઘરે એવા જબરા માણસ ઉપર કાગળ લખી આપવાનો કહ્યો છે.' એ બધી વિગત પણ ચંચળે કહી સંભળાવી. અને અંતે ઉમેર્યું: 'પણ બેન, વાત કશી બહાર ન જાય.'

મહારાજે હસીને કહ્યું: 'તારા કરતા મારી દશા ભૂંડી છે, બેન! પછી તારું દુઃખ હું નહિ સમજું તો કોણ સમજશે? એટલે હું કોઈને વાત કરું એમાં શું માલ છે. તું તારે નિરાંતે રહેજે.'

ચંપા અને વજેસંગ ગયાં. કોઈ પાછા પણ ન ગયું. બાહારમાં હતાં એમ ગામ જાણતું છતાં નાગાં નીકળ્યાં એમને શી લાજ–શરમ?' કહી લોકો નિંદા કરી શાંત રહ્યા હતા.

પરંતુ વજેસંગનો ચંદ્રકાન્ત ઉપર પત્ર આવ્યો તે વાત બહાર જણાઈ ગઈ એટલે કાન્તિ એમનો દુશ્મન બની બેઠો હતો. એને પહેલેથી શંકા હતી કે મહારાજ આગળથી જાણતા હોવા જોઈએ. તેમાં આ પત્રની હકીકત જાહેર થતાં એ શંકા દૃઢ થઈ. એણે સીધો ચંદ્રકાન્તને સવાલ કર્યો: 'સાચું બોલજો મહારાજ, તમે આ વાત આગળથી જાણતા હતા કે નહિ?'

મહારાજે ચોખ્ખું કહી દીધું: 'જાણતો હતો. બોલો પછી તમારે શું કહેવું છે?'

કાન્તિ: 'એનું ફળ તમારે માઠું ભોગવવું પડશે.'

'એટલે?'

'મંદિરમાં રહીને એવા ધંધા કરાવો તે કેમ ચાલે?'

ચંદ્રકાન્ત સ્વમાની અને તીખો હતો. એ બોલી ગયો: 'તમારા કરતાં એ સારો ધંધો છે.'

બસ! વાત ખલાસ થઈ ગઈ! એક દિવસ કાન્તિ ચંદ્રકાન્તને મંદિરમાં રાખવા જેટલો ઉત્સુક હતો, તેટલો જ એને કાઢવા તળે-ઉપર થવા લાગ્યો.

એ અંગે એણે ગામમાં પ્રચાર કરવા માંડ્યો. લોકો એની વાતને અંદરથી તો હસતા—પોતે લટકી ગયો એની બળતરા

છે બધી! પણ સાથે સાથે બીજો વિચાર પણ લોકો કરતા—અને ચંચળ નાસી ગઈ, પણ ચંદ્રકાંત મહારાજે બધું અંદર રહીને કરી આપ્યું એ સારું તો ન જ કર્યું કહેવાય. આજ એ તો એ હતી ને કાલ ઊઠીને ઊંચા ઘરની કોઈ વહુ–દીકરી હોય તો ગામની શી આબરૂ! મંદિરની શી પ્રતિષ્ઠા!

કોઈએ વાત વળી એથી આગળ લંબાવી: 'એને એવો સંતો શું કરવા માની લેવો? કેવી ટાપટીપથી રહે છે! એનાં કોઈ લક્ષણ મંદિરના મહારાજ જેવાં નથી. કથાવાર્તા અને ભજન તો ગવૈયા ય ગાય. નાચનારીઓ ય સિનેમામાં એવાં ભજન ગાય છે. મહારાજમાં જ્ઞાન ન હોય તે ચાલે, પણ સાફ દાનત તો જોઈએ જ.'

એપ્રિલની આખરે શરત પ્રમાણે છ માસ થઈ રહેતા હતા. ગામના જે આગેવાન હતા તેમણે મનથી નિર્ણય કરી દીધો હતો કે ચંદ્રકાંતને હવે છૂટો જ કરવો.

બ્રાહ્મણવાડમાં એ વાત આવી ત્યારે ચંદ્રકાંત જાણે કોઈ સગો હોય તેમ મહાકોરના પેટમાં ચરડ દેઈ ને ચૈડકો પડયો! બિચારો કોઈનું દિલ ઠારવા ગયો ત્યારે એને માથે દુ:ખ આવી પડયું!

ચંચળે જ્યારથી ચંદ્રકાંતની પણ સંમતિ અને મદદ છે એમ વાત કરી હતી ત્યારથી મહાકોરના હૈયામાં કંઈ કંઈ તરંગ ઊઠતા હતા. તે છેક એટલે સુધી કે, વજેસંગને સલાહ આપનાર, એ પોતે પણ એવું પગલું ન ભરે?

મહાકોર આમ વૈધવ્યના દુ:ખે બળી રહી હતી. એના હૈયામાં વાસનાનાં જે મહા પ્રચંડ મોજાં ઊઠતાં હતાં તે એને ક્યારે ગબડાવી પાડશે, એ એના કલ્પ્યામાં આવતું ન હતું.

તેમાં ય હમણાં પિસ્તાલીસ વર્ષની એની મામીની સુવાવડ કરવા એ મહિનો મોસાળમાં જઈ આવી હતી ત્યારથી એનું ચિત્ત

અસ્થિર જેવું થઇ ગયું હતું. મામા પંચાવન વર્ષના હતા છતાં એમની વાસના લુપ્ત નહોતી થઇ, પછી હું વાસનાને શી રીતે જીતી શકું? એ જ એ મનમાં વાગોળ્યા કરતી હતી.

વળી એવો જ બીજો સંદેશો સાસરીમાંથી એની જેઠાણીનો આવ્યો હતો. એમને સુવાવડ આવવાની હતી એ તો વગો એવા વ વિચિત્ર વાત હતી. ઘરમાં બે મોટા દીકરાઓને બબ્બે ત્રણ ત્રણ છોકરાં હતાં. સૌથી મોટી દીકરીની ભાણીનું સીમંત મહિના ઉપર ગયું હતું. એ જેઠાણીની સુવાવડ કરવા જવાનો મહાકોર ઉપર સંદેશો આવ્યો હતો.

મહાકોરની વાસનાને સંયમમાં રાખવા જતી બુદ્ધિ બહેર મારી ગઈ. આવા બનાવો કંઈ નવા ન હતા. પરંતુ એક બાજુ ચંદ્રકાંત એના અંતરમાંથી ખસતો ન હતો, અને તે સાથે એ પ્રસંગો પ્રત્યક્ષ થયા. એનું હૈયું એટલા સુધી દોડી ગયું કે, બસ! ચંદ્રકાંતને પૂછી જ નાખવું.

તેમાં ચંદ્રકાંતને મંદિરમાંથી વિદાય કરવા સુધીની વાત આવી એટલે તેના હૈયે અધીરાઇ ગુમાવી. દરરોજ એ સવારસાંજ મંદિરે દર્શને જતી. એક દિવસ તે સૌ કરતાં વહેલી ગઈ. ભાગ્યવશાત્ નર્મદા ગોરાણી તે વખતે જ લોટો લેઈને વાડામાં જવા નીકળ્યાં.

ચંદ્રકાંતે સ્વાભાવિક પૂછ્યું: 'કેમ કંઇ આજ આટલું બધું વહેલું?'

મહાકોરે ધડકતે હૈયે કહ્યું: 'એક વાત પૂછવી છે તમને.'

'શી?'

'કે, કોઇને સલાહ આપો છો તે પ્રમાણે તમે વર્તો કે નહિ!'

ચંદ્રકાંતે મહાકોર સામે જોયું. એના હૈયામાં તાંડવ કરતાં મોજાં એના મુખ ઉપર પડઘો પાડતાં હતાં.

ચંદ્રકાંતને પ્રશ્નમાં કંઈ સમજ પડી ન હતી છતાં એ કં પૂછી ન શકયો. અનિમેષ નયને એ મહાકોર સામે તાકી રહ્યો!

જે સમય જતો હતો તે લાખેણો હતો. મહાકોરે કહી નાખ્યું: ' વજેસંગને તમે જે સલાહ આપી હતી, તેનું પગલું તમે ભરો ખરા?'

બકોર ભગત રોજ કરતાં આજ વહેલા દર્શને આવ્યા. એમણે હુલાળો ખેંચ્યો કે તરત રોજના ટેવાઈ ગયેલા મહારાજ સમજી ગયા કે ભગત આવ્યા.

ચંદ્રકાન્ત મંદિરના ગભારામાં સરકી ગયો. મહાકોરે કહી દીધું: ' બધી વાત ચંચળે જતા પહેલાં મને કહી છે.'

ભગત અંદર આવ્યા ત્યારે મહાકોર સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી, બે હાથ જોડી ભગવાનને પગે લાગી રહી હતી!



## ૨૧

ચંદ્રકાન્તના મનમાં સમાંતર બે વિચારપ્રવાહો વહેતા હતા. એમાંથી કયા પ્રવાહમાં તણાવું એનો એ નિર્ણય કરી શકયો ન હતો. કોઈ સલાહ લેવા જેવું પણ ન હતું, એટલે એ મનમાં ને મનમાં મૂંઝાતો. તેમાં એને મોંએ પણ વાત આવી હતી કે ગામલોક એને હવે છૂટો કરવાના હતા.

ગામલોક છૂટો ન કરે તો પણ પોતે છૂટા થવું, એવો એણે નિર્ણય કરી નાખ્યો હતો. એને નિર્વાહની કંઈ ચિંતા ન હતી. કથાની એની પાસે એવી કળા હતી કે ગમે ત્યાંથી એ શ્રદ્ધા પ્રમાણે મેળવી શકે. કાયમ એક જગાએ સ્થિર થઈને ઘર લેઈને બેસવું હોય તો પણ એ શહેરમાં બેસી શકે એમ હતું. શહેરના જુદા જુદા લત્તાઓમાં એ કાયમ કથા કરી શકે. શહેરોમાં એવા ઘણા કથાકારો હતા.

એટલે ગામ છોડવું પડશે એની ચિંતા એને ન હતી. વળી મહાકોર સાથે વિધવાવિવાહ કરવામાં એને સમાજની બહુ પડી ન હતી. એની નાતમાંથી એને કદી કન્યા મળે એમ હતું જ નહિ. વળી કથાવાર્તા એ પગલું ભરવાથી ન કરી શકે એની પણ એને ફિકર ન હતી. બીજા કોઈ પણ નોકરી-ધંધા માટે તૈયાર થઈ જવાની એને હિંમત હતી.

મહાકોર દેખાવે સુંદર હતી એટલું જ નહિ, હોશિયાર પણ એટલી જ હતી, તેનો અનુભવ એની વાતચીત ઉપરથી એને થયો હતો. પરંતુ એનું દિલ એના તરફ આકર્ષાયું હતું, તેની હિંમતે. કોઈ જાતની પૂર્વભૂમિકા વગર એણે સીધો સવાલ કર્યો હતો !

પરંતુ એક વિચારે ચંદ્રકાન્તનું મન પાછું પડતું હતું. ગામલોકોએ પોતા ઉપર વિશ્વાસ મૂકયો તેનો ભંગ થતો હતો. ભવિષ્યમાં આવનાર મંદિરના પૂજારી ઉપર લોકો ઇતબાર મૂકતાં શંકાની દૃષ્ટિએ જોવાના. કથાવાર્તા કહેવા આવનાર ઉપરથી લોકોની શ્રદ્ધા ઊઠી જશે.

એક બાજુ ધર્મ હતો, એક બાજુ અંગત સ્વાર્થ હતો. જે નિર્ણય કરવો હોય તે પણ થોડા દિવસમાં કરી નાખવાનો હતો. લોકો કહે તે પહેલાં પોતે વિદાય થવા માગે છે, એમ જાહેર કરી દેવામાં એની શોભા હતી.

એવામાં ગોવિંદ આવ્યો. એને પૂછી જોવાનું દિલ ચંદ્રકાન્તનું થઈ આવ્યું. ત્રણ દિવસ રાધા રહી ત્યાં સુધી એ વાત થાય એવી નિરાંત ગોવિંદને ન હતી ચોથે દિવસે એને નડિયાદ મૂકીને એ આવ્યો તે સાંજે ચંદ્રકાન્તે મનની વાત બધી કહી સંભળાવી.

સહેજ પણ વિચાર કર્યા વગર ગોવિન્દે કહ્યું: ‘જો તમે દિલથી લગ્ન કરવા તૈયાર હો તો ધર્મ ના નથી પાડતો.’

જે પ્રશ્ન આડે આવતો હતો તે જણાવતાં ચંદ્રકાન્તે કહ્યું: ‘એથી ભવિષ્યમાં બીજા ઉપર લોકો વિશ્વાસ ન મૂકે ને ?’

‘એવા વિચારથી સાચું પગલું ભરનારે બીવું ન જોઇએ. એમાં ગામનો પણ વિશ્વાસભંગ થતો નથી. જો કોઈ પગલામાં ધર્મભંગ ન થતો હોય તો માણસે બીજો કંઈ વિચાર કરવાનો હોતો નથી.’

ચંદ્રકાન્ત કંઈ ન બોલ્યો એટલે સહેજ વાર અટક્યા પછી ગોવિંદે કહ્યું: 'તમે આ લોકોમાં ખોટો પડઘો પડશે એમ માનો છો, તો બીજા પક્ષે સારો પડઘો પડશે એમ પણ કેમ વિચારતા નથી? ચંચળની એક વાતથી મહાકોરમાં જેમ પડઘો પડ્યો, તેમ આ લગનથી એવી કોઈ વિધવાને તેવું પગલું ભરવાનો પડઘો કેમ જાણવું નહિ પડે?' અને એ દલીલ દલીલ ખાતર કરી હોય તેમ જણાવતાં ગોવિંદે ઉમેર્યું: 'કોઈ પગલું ભરીએ ત્યારે એના સારા કે ખોટા પડઘા પડશે એમ વિચારી ભરવાનું નથી હોતું. આપણે એમાં શ્રદ્ધાપૂર્વક માનતા હોવા જોઈએ. પછી એનું શું ફળ આવશે એનો વિચાર ન કરવો જોઇએ.'

ગોવિંદનું કથન સ્પષ્ટ હતું. છતાં ચંદ્રકાન્તે પૂછવા ખાતર પૂછ્યું: 'એનો અર્થ તમે એ પગલાને આવકારો એમ ને?'

ગોવિંદ પોતાની ખુશી બતાવતાં બોલ્યો: 'આવકારું છું એટલું જ નહિ, મારાથી બને તેટલી મદદ કરી છૂટવામાં મારો ધર્મ સમજું છું.'

ચંદ્રકાન્ત કંઈ ન બોલ્યો એટલે એણે આગળ જણાવ્યું: 'આ દેશમાં પછાતમાં પછાત અને દુઃખીમાં દુઃખી અસ્પૃશ્યોનું દુઃખ લોકોને હવે દેખાવા માંડયું છે. સહાનુભૂતિ પણ જાગી છે. પરંતુ એ અસ્પૃશ્યો માટે જેટલી લાગણી આપણી જન્મી છે, તેટલી લાગણી પણ સમાજની હજુ વિધવાઓ પ્રત્યે નથી જન્મી. એવી સ્થિતિમાં મહાકોર જેવી કોઈ વિધવા આવી અજબ હિંમત બતાવે એ મારે મન આનંદનો વિષય છે. એમાં મદદ કરવી એને હું મારું પરમ કર્તવ્ય સમજું છું. હું તો ઇચ્છું કે એ હજુ થોડી વધારે હિંમત બતાવે.'

ચંદ્રકાન્તે કહ્યું: 'એની હિંમત પૂરેપૂરી છે.'

'હું જુદી હિંમતની વાત કરું છું.'

'એટલે ?'

'આમ જો હિંમત બતાવી છે તો ખુલ્લે ખુલ્લી બતાવે. છાનામાના નાસી જવાની કંઈ જરૂર નથી. આ કંઈ ખોટું કામ નથી કે છુપાવવું પડે.'

ચંદ્રકાન્તે હસીને કહ્યું: 'તો તો બાજી બગડી જાય. સમાજ વિરોધ કરે. બનવા જ ન દે.'

'એ વાતમાં કંઈ માલ નથી. મહાકોર પોતે તયાર હોય તો કોઈની મગદૂર નથી કે કંઈ કરી શકે.'

'પણ એમ કરવામાં ફાયદો શો ?'

'ઘણો જ ફાયદો છે.'

'શો ?'

'લોકો ઉપર નૈતિક છાપ પડે. લગ્ન કરનારાંએ એ પગલું શ્રદ્ધાપૂર્વક ભર્યું છે અને સમાજના ડર વગર-ધર્મ માનીને ભર્યું છે.'

એમાં પોતાની સંમતિ જણાવતાં ચંદ્રકાન્તે કહ્યું:' એમાં મને કોઈની બીક નથી. પરંતુ મહાકોર........'

ગોવિન્દે વચ્ચે બોલતાં કહ્યું: 'મહાકોર જોડે હું ચર્ચા તો કરીશ.' અને ઉમેર્યું: 'તમારા દિલમાં આ પગલું ભરવામાં પૂરી શ્રદ્ધા હોય તો બીજો કંઈ વિચાર ન કરશો.'

ચંદ્રકાન્ત જાણે સંમતિ આપી દીધી હોય તેમ ફક્ત હસ્યો.

બીજે દિવસે સવારમાં મહાકોર મંદિરમાંથી દર્શન કરીને નીકળી ત્યારે એની રાહ જોતો ગોવિંદ પોતાના ઘરના ઉમરામાં ઊભો હતો. બોલ્યો: 'આવોને મહાકોરબહેન.'

ગોવિંદ આમ પોતાને બોલાવે તેવો મહાકોરને એની સાથે સંબંધ ન હતો. પરંતુ એના સાથે એ વાત કરતી હોય તો કોઈને નવાઈ પણ ન લાગે.

મહાકોર બહુ ચાલાક હતી. અનાકાની કર્યા વગર એના ઘરમાં પગ મૂકતાં એણે કહ્યું: 'શું આજે તમારે ઘેર. તમે તો હવે બહુ મોટા માણસ થઈ ગયા.'

'અરે ! મહાકોરબહેન ! હું વળી કે દહાડાનો મોટો માણસ? આપણે તો સાથે રમતાં.'

'સાથેની કયાં વાત કરો છો. એક જ ગાયના બે બળદ, એક મહાદેવનો પોઠયો થાય છે, અને બીજો ઘાંચીનો બળદ થાય છે.'

ગોવિંદે મર્મ કહેતાં કહ્યું: 'તમે કંઇ ઘાંચીનો બળદ થાવ એવાં ઓછાં છો !' અને વાતને ન લંબાવતાં એણે જણાવી દીધું: 'ચંદ્રકાન્તે મને બધી વાત કરી. તમારી હિંમતને હું ધન્યવાદ આપું છું.'

મહાકોર સ્રીસુલભ શરમાઈ ગઈ. કંઈ બોલ્યા વગર નીચું જોઈ રહી.

ગોવિંદે કહ્યું: 'મહાકોરબહેન ! આમ શરમાયે હવે નહિ ચાલે. તમે એથી વધારે હિંમત કરો એવી સલાહ આપવા મેં તમને બોલાવ્યાં છે.'

ઊંચું જોયા વગર મહાકોરે પૂછયું: 'એટલે ?'

ગોવિંદ: 'એક વખત મારા સામું જુઓ.'

મહાકોરે લજ્જાસહ ઊંચું જોયું. એની મૂંગી દૃષ્ટિ પૂછતી હતી: 'હું પગલું ભરું છું તે તમને ગમે છે ને ?'

એ ભાવને સમજી જતાં ગોવિંદ બોલ્યો: 'મહાકોરબહેન !

તમારે શરમાવાની કંઈ જરૂર નથી. તમે જે માર્ગે ચાલવા તૈયાર થયાં છો એ જ ધર્મનો માર્ગ છે. ધર્મના માર્ગે એકલા જવું પડે તો પણ ડરવું ન જોઈએ. લોકોની નિંદાથી પણ ગભરાવું ન જોઈએ. બીવા જેવું તો જે ખોટો રસ્તો લે છે તેને છે.'

'એમ વિચારીને જ મેં હિંમત કરી છે. પણ ભાઈ, એવું તમારા જેવું અહીં કોણ સમજે છે?' આટલું બોલતાં મહાકોરના મોં ઉપર કરુણતા છવાઈ ગઈ.

'તમારી હિંમતને હું ધન્યવાદ આપું છું. લોકો આજે નહિ સમજે તો આવતી કાલે સમજશે. જે સમજે એણે બીજાની રાહ જોતા બેસી રહેવું ન જોઈએ. પગલું ભરીને બીજાંને બોધપાઠ આપવો જોઈએ. એ માટે હું તમને થોડી વધુ હિંમત બતાવો એમ કહું છું.'

'કેવી હિંમત?'

'છાનામાનાં ચાલ્યાં ન જવું, પણ ઉઘાડેછોગે લોકોને જાહેર કરવું. રીતસર ધર્મવિધિ પ્રમાણે લગ્ન કરવું. અમદાવાદમાં એવાં લગ્ન પ્રાર્થનાસમાજમાં થાય છે. જાણીતા માણસો રૂબરૂ એ લગ્ન ગોઠવવું. મોહનપરાના લોકોને થવું જોઈએ કે, મહાકોર રાત માથે લેઈને નાસી નથી ગઈ, પણ એણે જેને ધર્મ માન્યો તે પંથે બધાંને જાહેર કરીને ગઈ છે.'

મહાકોરે આ બધું સાંભળ્યું કે કેમ એની શંકા હતી. કારણ કે, એ ઊંડા વિચારમાં પડી ગઈ હતી.

એણે થોડી વાર રહીને સામે જોયું એટલે ગોવિંદે પૂછ્યું: 'મારું કહેવું સમજાય છે?'

મહાકોરે ડોકું હલાવી હા પાડી.

'હિંમત ચાલશે?'

'હિંમત તો મારામાં હવે પૂરેપૂરી આવી છે. પણ......'

'કેમ અટક્યાં? સમાજની બીક......'

'સમાજની મને કંઇ પડી નથી. ઊલટ અમારા બ્રાહ્મણો તો રાજી થશે.'

'શું વાત કરો છો!'

'સાચુ કહું છું—અમારા લોક એવા અદેખા છે કે મનમાં હરખાય કે સૂરજરામ તરવાડી નાતમાં આગેવાની કરતો હતો, તે એની જ છોડીએ ઠીક નામ કાઢયું!'

'પણ તમારો સાસરી પક્ષ-મોસાળ પક્ષ......'

'એનો તો મારી પાસે શેકડો જવાબ છે.' અને તે ક્ષણે મહાકોર સન્મુખ મામીની તાજી સુવાવડ અને કાકીસાસુની આવતી સુવાવડ આંખ સામે આવીને ખડાં થયાં.

ગોવિંદે પૂછયું: 'તો પછી બીક કોની રહી?'

'બાની.'

ગોવિંદની સામે પણ તે જ ક્ષણે બકોર ભગતની મૂર્તિ ખડી થઈ. વાત્સલ્યભાવમાં નહાતાં ગોવિંદે કહ્યું: 'બાને તમે સમજાવો તો?'

મહાકોર; 'બાએ જે હિંમત બતાવી છે એ મારે માટે ઓછી નથી.'

'એટલે!'

'બા આ વાત જાણે છે.'

'હેં!' ગોવિંદની સૃષ્ટિ ચકાવો લેવા લાગી.

'એ પછી જ મેં ચંદ્રકાન્તને પૂછ્યું હતું.'

'પણ આ વાત તમે ચંદ્રકાન્તને કરી નથી.'

'જાણી જોઇને નથી કરી.'

'કારણ ?'

'સામા વહેણે એ તરવા તૈયાર છે કે નહિ, એ મારે જાણવું હતું.'

ગોવિંદે હસીને કહ્યું: 'મહાકોરબહેન ! તમે તો જબરાં પાક્કાં છો !'

'સ્ત્રી પાક્કી ન હોય તો પણ વિધવા થતાં એને પાક્કી થવું પડે છે.'

'પણ તમારા જેવાં પાક્કાં બીજાં તો નથી જ થતાં.'

'એમનું દુઃખ સમજનારું ઘરમાંથી કોઈ નીકળે તો દરેક મારા જેટલું પાક્કું ન થાય એમ નહિ. બાએ સંમતિ ન આપી હોત તો મારી હિંમત કેટલી ચાલત એ હાલ હું શું કહી શકું ?'

'તમારી બા વિધવાવિવાહમાં માને એ અજાયબ કહેવાય.'

'વિધવાવિવાહમાં હું કે મારી બા કોઈ માનતાં નથી.'

'શી વાત કરો છો !' નવી નવાઇ સાંભળતાં ગોવિંદ બોલ્યો: 'તો તમે તૈયાર શી રીતે થયાં ? બાએ સંમતિ શી રીતે આપી ?'

'મારા દુઃખમાંથી મને એ સૂઝયું. મારા પ્રત્યેના હેતને લીધે બા સંમત થઈ. બાકી હું વિધવા ન હોત, હું બાની દીકરી ન હોત, અને તમારી જેમ અમે કોઇના એવા લગ્નને આવકાર્યું હોત, તો અમે એમાં માનીએ છીએ એમ કહેવાય.'

'એ સાચું. છતાં દુઃખ સર્વ વિધવાઓને પડે છે, દીકરી

ઉપર હેત પણ માને હોય છે, છતાં બીજાં જે હિંમત નથી બતાવતાં તે તમે બતાવી છે. બાને મારો આ વિચાર સમજાવો. બા આટલું સમજ્યાં છે તો હું કહું છું તે નહિ સમજે એમ નહિ.' અતિ ઉત્સાહમાં આવી જતાં ગોવિંદે ઉમેર્યું, 'તમારાથી ન સમજે તો હું આવું.'

'ના, ના,' કહીને મહાકોર અટકી ગઈ.

'એમની સંમતિ હોય તો મને આવવામાં શો વાંધો છે!'

'એવી ચર્ચા બા ત્રીજાના મોંએ નહિ કરી શકે.'

'સમજ્યો.' ગોવિંદે કહ્યું: 'ઘરડાં એટલે લાગણીપ્રધાન હોય એમાં નવાઈ નહિ. દીકરીના દુઃખને સમજી એમણે આટલી હિંમત બતાવી છે એ જ એમના માટે ભારે છે.'

'છતાં હું સમજાવવામાં બાકી નહિ રાખું.' મહાકોરે વિદાય થવા ઊભા થતાં કહ્યું.

હરખ ન માતો હોય તેમ ગોવિંદના સૂરમાં ઉત્સાહ રણકી રહ્યો હતો: 'એવું થાય તો મોહનપરાને જૂની આંખે નવી દુનિયા જોવા મળે.'

'ભગવાન! ભગવાન!' કરતી મહાકોર વિદાય થઈ.

*

## ૨૨

ગોવિંદે નહિ ધારેલી હિંમત મહાકોરે બતાવી. એની બાએ પણ છાના પગલા કરતાં ખુલ્લાની વધુ કદર કરી. ગામના બ્રાહ્મણોએ નિંદા કરી એટલું જ, બાકી અંદર-ખાનેથી સૂરજરામ તરવાડીની છકોતેર પેઢી ડૂબી માની રાજી થયા. મામા અને કાકા સસરા તો મહાકોરના એક જવાબ સમા પડીને ભાગી ગયા.

અમદાવાદના પ્રાર્થનાસમાજમાં એ લગ્ન થયું. ગોવિંદને લીધે રામરાય, કપિલાબહેન અને રાધા હાજર રહ્યાં એટલે એમને લીધે બીજા પ્રતિષ્ઠિત નાગરિકોએ પણ હાજરી આપી. મહાકોરનાં બા પણ દીકરીને આશીર્વાદ આપવા હાજર રહ્યાં હતાં.

'કલ્યાણ' દૈનિકે એ નવદંપતીના ફોટા સાથે બાનો ફોટો પ્રસિદ્ધ કર્યો અને એમની હિંમતને ધન્યવાદ આપ્યો.

પરંતુ ગોવિંદના આ કાર્ય બદલ મોહનપરામાં એને અપયશ જ મળ્યો. એ છોકરીને ભગાડનાર ગોવિંદ જ એમ લોકોએ કહ્યું.

અને એનું પરિણામ એ આવ્યું કે, બીખાભાઈ એના ઉપર ખિજાઈ ઊઠયા. ગામની બ્રાહ્મણની દીકરીને આવે ઊંધે રસ્તે દોરનાર છોકરો, મોટો બેરિસ્ટર હોય તો પણ એને પોતાની ભત્રીજી ન અપાય તેમ એમણે નક્કી કર્યું.

એ નિર્ણય એટલો જલદી કરવામાં મુખ્ય કારણ બીજું હતું. આ પ્રસંગનું તો ફક્ત નિમિત્ત હતું એટલું જ. રાધાને જોઇને એ જે દિવસે આવ્યા ત્યારે લગ્ન તરત પતાવવાનો એમણે નિર્ણય કર્યો હતો. પરંતુ એક બીજો તર્ક દોડાવતાં એમણે આફ્રિકા પત્ર લખવાનું થોડો વખત મુલતવી રાખ્યું હતું.

એમના કુટુંબનો જ જમાઈ, અંબાલાલ, જેને ઘેર રાધા–ગોવિંદની મુલાકાત ગોઠવી હતી, પચ્ચીસ વર્ષનો હતો. બે વર્ષથી નડિયાદમાં વકીલાત કરતો હતો. એની સાથે પરણાવેલી શારદા કસુવાવડ થઇ જવાથી દવાખાનામાં હતી. એ ભાગ્યે બચશે એમ દવાખાનામાં ખબર જોવા જનાર કહેતું હતું.

એમાંથી ભીખાભાઇને નવો રસ્તો સૂઝી ગયો. શારદા જો ગુજરી જાય તો રસ્તો ખરો ઊઘડી જાય. એક જાતનું (ગોવિંદનું) મોં જોવું મટે! બીજવર કહેવાય એટલું જ. બાકી ઉંમરે વધારે નહિ, પાછળ બાળકો નહિ, અને ધંધે લાગેલો એટલે પંથવરને ટપે એવો બધી વાતે ઘાટ છે.

મનમાં હર્ષ ન માતો હોય તેમ 'સૌનો દીનોનાથ છે' માની વિવાહ પછી એ લગ્ન ન થયું તેમાં શુભ ચિહ્ન ભીખાભાઇ જોવા લાગ્યા. ભગવાનને લાજ રાખવી હશે તેથી જ એમ કર્યું હશે તો પણ કોને ખબર?

બીજે દિવસે એ પોતે શારદા માટે હેત ઊભરાઇ ઊઠ્યું હોય તેમ નડિયાદ જઇ એની ખબર જોઈ આવ્યા. બહુ બહુ તો દસપંદર દિવસની એ મહેમાન છે, એમ એમના અનુભવી મને ગણતરી કરી નાખી. અને એના જ એ કાગડોળે રાહ જોવા લાગ્યા.

એમની ગણતરી સાચી પડી. અગિયારમે દિવસે શારદા ગુજરી ગઈ. સૌથી પહેલાં ભીખાભાઈએ ગામના પોતાના બેત્રણ

સાથીદારોને ખાનગીમાં એ અંગે પૂછી જોયું. એકે તો એટલા સુધી કહ્યું કે, હું એ વાત કહું કહું કરતો હતો, પણ જીભ ઊપડતી ન હતી. ચંદુભાઈને એમાં કંઈ પૂછ્યા વગર લગ્ન પતાવવું એમ નક્કી થયું. ભીખાભાઈ એમના વડીલ બંધુ હતા એટલે મુરબ્બી તરીકે એમને એ કામ કરવાનો હક હતો.

સુધાને કાને પણ એ વાત ન નાખવી. પ્રથમ નક્કી કરી નાખવું. આજની છોકરીઓ બે અક્ષર ભણે છે એટલે આખા જગતનું ડહાપણ એમનામાં હોય તેટલી ચાંપલાશ કરે છે. પરંતુ સામેથી લાલ આંખ દે છે ત્યારે આપોઆપ નરમ પડે છે. એ બંને એકબીજાને સારી રીતે ઓળખે છે એટલે જોવા કરવાની પણ પંચાત ઊભી થતી ન હતી.

એટલે ભાંજગડિયા મંડળે એકમતે નિર્ણય કર્યો કે વિવાહનું પાકું થયા પછી વાત બહાર પાડવી. સુધા વિરોધ કરે તો પણ તેને ન ગણકારવો. રજાઓમાં એ ઘેર આવે એટલે એને બહાર નીકળવા ન દેવી. ચંદુભાઈ હાજર હોત તો એનું જોર ચાલત. પણ એ રડશે છતાં એનાં કોઈ આંસુ નહિ લૂછે એટલે આપોઆપ ટાઢી પડી જશે.

બીજી પણ ગણતરી હતી. સુધા વિરોધ ન પણ કરે. ગોવિંદ કરતાં આ લાખ દરજ્જે સારું હતું. વળી ભણેલી છોકરીઓને ફરવાહરવાનું અને મોજશોખ, જે જોઈએ તે અહીં તરત મળવાના હતા. અંબાલાલ વળી વધારે ભણેલો હતો. એટલે એ ચૂપચાપ પરણી પણ જાય.

ગમે તેમ પણ સુધાને નમતું ન આપવું.

અંબાલાલ સમક્ષ આ દરખાસ્ત આવી ત્યારે એના હર્ષનો પાર ન રહ્યો. શારદા ગુજરાતી ચાર ચોપડી માંડ ભણેલી હતી, ત્યાં

સુધાનું ચિત્ર ખડું થતાં એ પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યો.

આ વાત થતી હતી ત્યારે એણે એમ જ માની લીધું હતું કે સુધાની સંમતિ પછી જ આ દરખાસ્ત મૂકાઈ હશે. પરંતુ એને જ્યારે કહેવામાં આવ્યું કે, સુધા કદાચ વિરોધ કરે તો પણ તમારે અક્કમ રહેવું પડશે, ત્યારે એ વિચારમાં પડી ગયો.

છતાં સ્વાર્થ આગળ ભાવના ઓગળી ગઈ. સુધાનો પ્રથમ વિરોધ હશે છતાં પોતે એને પાછળથી જીતી શકશે, એમ માની એણે એ શરત પણ સ્વીકારી. ઊંડે ઊંડે એને એમ પણ હતું કે, પોતાના જેવો વર મળવા બદલ સુધા મનભાગ્ય માનશે વિવાહ થયો માટે ગોવિંદ ઉપર એની એવી ઊંડી શી પ્રીત જાગી હોય કે દૂધ અને સાકર મિશ્રિત દૂધનો તફાવત એ ન સમજી શકે?

અને ખોટી લાગણીમાં તણાઈ એ તફાવત સુધા ન સમજવા માગતી હોય તો પણ આવેલી તક ન જ ગુમાવવી માની અંબાલાલે એટલા સુધી ખાતરી આપી હતી કે, સુધાનો વિરોધ હશે અને એવી એને છૂપા સ્થળે લેઇ જઇને બળજબરીથી પરણાવવા માગશો તો પણ પોતે ના નહિ પાડે.

વિદ્યાલયમાં ઉનાળાની રજાઓ પડે એટલે સુધા બીજી છોક-રીઓ સાથે આબુના પ્રવાસે જવાની હતી. પરંતુ એના આગલે દિવસે ભીખાભાઈ એને તેડવા પહોંચી ગયા. એને શંકા ન આવે તેમ એની કાકીની એકાએક માંદગીની વાત કરી. સુધાને કોઈ બીજો ખ્યાલ પણ ક્યાંથી આવે!

પરંતુ એ ઘેર ગઇ કે તરત વાત જાણી ગઇ. કાકી માંદાં નહોતાં એ એક જ બિનાએ ઘણું ઘણું કહી દીધું.

કાકીએ એને ઘરના ખૂણામાં લેઈ જઈ બધી સમજ પાડી.

વ્યવહાર શું, આબરૂ શું, ગોવિંદ અને અંબાલાલમાં કેટલો ફેર, આ નવા સંબંધમાં કેટલો લાભ, વિવાહ તોડવામાં બિલકુલ હાનિ ન હતી તે, વગેરે ચોમેરની દૃષ્ટિનો કાકીએ સુધાને ખ્યાલ આપ્યો. અંબાલાલે પણ હા પાડી હતી, એ પણ વગર પૂછ્યે જણાવી દીધું.

સુધા બહુ બુદ્ધિવાળી હતી. એણે તરત શું પગલું ભરવું તેનો નિર્ણય કરી નાખ્યો. કાકીને શંકા પણ ન આવે એવા સ્વાભાવિક ભાવે એણે કહ્યુંઃ 'એવું હોય તો મારો કંઈ વાંધો નથી. અંબાલાલથી હું કંઇ અજાણી નથી. એમને ઘેર બે વખત જઇ આવેલી છું.'

કાકીએ તો માનેલું કે ઊંડા પાણીમાં ઊતરવું પડશે, પણ પ્રસંગ પાર કરતાં પાણી ઘૂંટણ સુધી ય ન આવ્યું એટલે હરખમાં આવી જતાં એમણે સુધાના બરડે ધપ્પો માર્યોઃ 'નાના મોટાની થોડી તો મર્યાદા રાખો. અંબાલાલનું નામ તારાથી દેવાતું હશે!'

સુધા સમક્ષ તે ઘડીએ અંબાલાલનાં સ્મરણ ચિત્રપટની જેમ બદલાતાં હતાં.

પહેલે વખતે અંબાલાલ સાથે થોડી ચર્ચા થતાં એવા હોશિયાર પુરુષને શારદા જેવી કમઅક્કલ પત્ની મળવા બદલ સુધાને એની દયા આવી હતી. શારદામાં ગામડાની બીજી સામાન્ય છોકરીઓમાં હોય જે તેટલી ય ચાલાકી ન હતી.

ગામમાં બૈરાં એટલા સુધી વાતો કરતાં હતાં કે ઘેર એણે રોટલા ઘડેલા અને ત્યાં રોટલી વણવાની થતાં, એ શહેરની સ્ત્રીઓને ગાળો દેતી. મૂઆં! શહેરનાં નવરા બૈરાંને બીજો ધંધો ય શું એટલે બેહાં બેહાં કાગળ જેવી રોટલી વણે. બાકી બે જાડા ઘઉંના રોટલા વણ્યા હોય તો શું એ ગળે ન ઊતરે?

એ ઉપહાસ સુધાએ સાચો માન્યો ન હતો, છતાં એનું

અવ્યવસ્થિત ઘર જોતાં એને એમ તો લાગેલું કે, શારદા કોઈ ખેડૂતની પત્ની થઈ હોત તો વધુ સુખી થાત. અહીં કદાચ બીજાંની દૃષ્ટિએ એને સુખ કહેવાય, કપડાં-ઘરેણાં મળે, પણ ખેડૂત પતિ હોત તો એ એની સાથે સમકક્ષાએ જે સુખદુઃખની વાતો કરી સમરસ અનુભવી શકત તે આ વકીલ પાસેથી એને શી રીતે મળે? એ એની સાથે વાતચીત પણ શી કરે?

એ વિચારમાંથી એને તે ક્ષણે પોતે જો આ ઘરમાં હોય તો કેવું ઘર રાખ્યું હોત એના વિચારમાં ચડી ગયેલી. ઘર વ્યવસ્થિત હોય એટલું નહિ, પણ કેસની બ્રીફ, અસીલોને જરૂર પડયે કેવા જવાબ આપે, કાગળ ટાઈપ કરવાના હોય તો પણ કરી આપે!

શારદા ખસી જતાં એ જ અંબાલાલ વકીલ એની સમક્ષ આવીને ઊભો હતો. એણે હા પણ પાડી દીધી હતી.

વિધિ જાણે એનો ઉપહાસ ન કરતી હોય કે, તને એની બહુ દયા આવી હતી નહિ? એનું ઘર શણગારવાના બહુ કોડ હતા, તો લે શણગાર હવે!

ગોવિંદનો વિચાર આવતાં એની દૃષ્ટિ સમક્ષ રાધા આવીને ઊભી રહેતી હતી.

રાધા મોહનપરા ગઈ ત્યારે નડિયાદ એને મળવા આવી હતી. પુરુષને મળવાની છૂટ ન મળે એટલે ગોવિંદ બહાર રહ્યો હતો. રાધા એકલી જ એને મળવા વિદ્યાલયમાં ગઈ હતી.

રાધાએ હસતાં હસતાં કહેલું: 'હું તમને જોવા બહુ ઉત્સુક હતી. મનમાં થતું હતું કે ગોવિંદની સુધા કેવીક હશે?'

સુધાએ પણ મજાકમાં જવાબ આપેલો: 'હવે ઉત્સુકતા શમી ને? ખાતરી થઈને કે તમારે અદેખાઈ કરવા જેવી એ નથી?'

'માણસ સામાની ઈર્ષા કરે છે તે બહારનું સૌંદર્ય જોઇ નહિ, એનું ભાગ્ય જોઇને.'

'એમ કરી તમે તમારા ગોવિંદનાં જ વખાણ કરો છો, મારાં નહિ.'

'ગોવિંદને ઓળખું છું એટલે એનાં જ વખાણ કરું એમાં ખોટું શું છે? હવે તમને ઓળખતી થઇ એટલે તમારાં ય વખાણ કરીશ.'

'કેવાં કરશો?'

'ગોવિંદને કહીશ કે, સુધા પીવી હશે તો સોનાનું પાત્ર બનવું પડશે. આમ કાચી માટીનો માનવી રહીશ તો સુધારસ ઝીલવો ભારે પડશે.'

'તમને મોટા લોકને નહિ પહોંચાય.'

'જન્મથી મળેલી મોટાઇ એ સાચી ન કહેવાય. સ્વપુરુષાર્થથી મેળવે તે જ સાચી મોટાઇ કહેવાય.'

'એ પણ નહિ મેળવો એમ કોણ કહે છે?'

આ અર્ધા કલાકની પહેલી મુલાકાતમાં બંને સખીઓ હોય તેમ આવી ઠીક ઠીક ચર્ચા, વિવાદ થયો હતો. રાધાએ જતી વખતે એને અમદાવાદ આવવાનું આમંત્રણ આપ્યું હતું. પોતે આબુથી પાછા વળતાં ઊતરશે એમ પણ એણે તેના જવાબમાં જણાવ્યું હતું.

રાધાનું એક જ વાકય સુધાના અંતરમાં ગુંજી રહ્યું હતું: 'માણસ સામાની ઈર્ષા કરે છે તે બહારનું સૌંદર્ય જોઈ નહિ, એનું ભાગ્ય જોઇને.'

એ પાયા ઉપર સુધા વિચારોની ઈંટો ગોઠવી મહેલ ચણતી હતી

ગોવિંદ સાથેના મારા વિવાહની સાથેજ રાધાને ઇર્ષા આવતી હશે! અને એવું હોય તો ગોવિંદ એનો જ હતો, ખુલ્લું કહી શું કામ ન દે! એ ઓછી બીજી છોકરીઓ જેવી શરમાળ હતી કે ન કહી શકે!

પણ એ લાગણી એનો મારી સાથે વિવાહ થયા પછી જન્મી હોય તો પણ કોને ખબર? પોતે ગોવિંદને ચાહે છે, એ દર્શાવવા જ કદાચ મને મળવા આવી હોય તો પણ કોને ખબર?

ગોવિંદ એને ચાહતો હશે ખરો? પ્રેમ એ સહવાસમાંથી ઉત્પન્ન થાય છે એટલે અસંભવિત શું છે? ગોવિંદ ધર્મપ્રધાન યુવક છે એટલે વાસનાને તાબે ન થાય એટલું જ એ કરી શકે, બાકી પ્રેમને તો એ પણ શી રીતે રોકી શકે?

નાતજાતનો પ્રશ્ન એ બંને વચ્ચે ખડો થતો ન હતો. 'ગોકુળ' એમાં માનતું ન હતું. ગોવિંદ એવી પરવા કરે એવો ન હતો. ગોવિંદે પરોક્ષ રીતે રાધાને મળવા મોકલી હોય એમ પણ કેમ ન બને?

એવું હોય તો એ વચનથી બંધાય શું કરવા? પણ વિવાહ કરી રાખવા ઈંતેજાર ન હતો એ ઉઘાડી વાત હતી. વિવાહ થયા પછી વધુ પરિચય કરવામાં એણે ક્યારે ઉત્સુકતા બતાવી હતી? કોઈ ફરજ બજાવતો હોય તેવું એનું શુષ્ક વર્તન ન હતું શું? એના પત્રો જુદાં જુદાં સ્મરણોથી ભરેલા હતા છતાં એમાં પ્રેમીના દિલનો પડઘો હતો ખરો? દરેક પત્ર પ્રત્યુત્તર તરીકે લખાયો હતો. એકેય એણે સામે ચાલીને લખ્યો હોય તેમ કેમ નહોતું બન્યું?

આ બધું સત્ય છે કે પોતે અંબાલાલ તરફનું તાત્કાલિક ભીજળું ભવિષ્ય જોઈ પીળી આંખે સર્વ જોતી હતી?

શું સાચું એનો સુધા કંઈ નિર્ણય કરી શકતી ન હતી. કાકાએ

બાપુજીને પૂછ્યા વગર પગલાં ભરવા માંડયાં હતાં એટલે પોતે જે પગલું ભરવા માગતી હોય તેમાં પૂરેપૂરી બુદ્ધિ વાપરવાની હતી, તે સુધા સારી રીતે સમજતી હતી.

બહારથી પોતે સંમત છે એ રીતે જ વર્તન રાખતી હતી. ગામમાં અંબાલાલ સાથે વિવાહ થવાની જાહેરાત પણ થઇ ગઇ હતી.

કાકાને થાપ આપવી હોય તો એક જ રસ્તો હતો. ગોવિંદ સાથે તાત્કાલિક લગ્ન કરી નાખવું જોઇએ. કાકા એ વિચાર જાણી જાય તો પણ એમને પહોંચી વળવાની સુધાને હિંમત હતી. પોલીસને ખબર આપી દે કે, કુટુંબીઓ મારી ઇચ્છા વિરુદ્ધ લગ્ન કરવા માગે છે!

પરંતુ એટલું બધું કરવું પડે તે કરતાં ચૂપકીથી ગોવિંદ સાથે લગ્ન પતાવી દેવું, એ જ સીધો માર્ગ હતો.

પણ એ માર્ગ સાચો હતો કે કેમ એ જ સુધાને સમજ પડતી ન હતી.

છેવટ ગોવિંદને પત્ર લખી પોતાની સ્થિતિ જણાવવાના છેલ્લા નિર્ણય ઉપર ત્રણ દિવસ પછી સુધા આવી.



## ૨૮

પ્રિય ગોવિંદ,

શું લખું ? વાત મોહનપરામાં મારા પત્ર પહેલાં આવી ગઈ હશે. મારા અંતરના પ્રવાહો જણાવી દેવા આ પત્ર લખી રહી છું.

હિંદુ સ્ત્રીને પ્રેમ પછી લગ્ન કરવાનું હોતું નથી, પરંતુ લગ્ન પછી પ્રેમ કરવાનો હોય છે; એ સ્થિતિનો મને અનુભવ થઈ રહ્યો છે.

મોમ્બાસામાં હું નાનપણથી જેની સાથે રમીને મોટી થઈ હતી તે જયંત સાથે મારે પરણવાનું હોત તો ! જયંત બાપુજીને પણ એટલો જ પ્રિય હતો. પરંતુ એ આપણાં પાટીદારોનાં શિરોમણિ ગણાતાં ઊંચાં છ ગામનો વતની હતો. એ કરતાં એમ કહું તો વધુ સાચું હતું કે, એના પિતા એ ગામના વતની હતા. બાકી એ તો જન્મ્યો હતો મોમ્બાસામાં, ઊછર્યો હતો ત્યાં, અને આજે એણે જીવનની શરૂઆત પણ ત્યાં જ કરી છે. એ જે ગામનો વતની ગણાય છે, જેથી અમે બંને ન પરણી શક્યાં, તે સ્થળે એ તો પરદેશી જેવો જ છે.

મારો પણ એ જ ગુનો હતો. બાપુજી નાના ગામડાના હતા.

બાકી મારો જન્મ અને ઉછેર જયંતની જેમ મોસાળમાં થયો હતો. નાતજાતના ભેદ તો બાજુએ રહ્યા, એક જ જ્ઞાતિનાં હોવા છતાં ઊંચનીચના ભેદને લીધે અમારું લગ્ન અશક્ય બન્યું.

જયંતને મેં પ્રેમ કર્યો પણ વિવાહ છેવટ મારો તારી સાથે થયો. મેં તારી ઉપર પ્રેમ કરવો શરૂ કર્યો. એનો અર્થ તું મને નહોતો પસંદ એમ તો નહિ જ. પરંતુ પસંદ હોય એથી જ પ્રેમ ઉત્પન્ન થાય છે એવું ઓછું બને છે? છતાં તારા ઉપર મેં મોટી આશાઓ બાંધવા માંડી હતી. હું તારા વિચારે એટલી બધી ચડી જતી હતી કે મને પોતાને પણ જયંત યાદ આવતાં શરમ આવતી.

મને થતું, શું જયંત ઉપરનો મારો પ્રેમ એ ફક્ત મમતા જ હતી? કાચા સૂતરને તાંતણે બંધાયેલો એ દિવ્યપ્રેમ ન હતો? જવાબ મળતો—ઘેલી રે ઘેલી! દિવ્યપ્રેમ એ કંઈ એમ રસ્તામાં નથી પડયો કે તને મળી ગયો હોય! જેને લાધ્યો હોય તેને બીજાનો વિચાર પણ શી રીતે આવે?

વાત પણ સાચી, એવી જ જો મારા હૈયાની સ્થિતિ હોત તો જયંત માટે હું ઘેલી ન થઈ ગઈ હોત? બાદ મેં તારા ઉપર પ્રેમ કરવા માંડયો. પણ છ માસમાં એ નાવ પણ ડૂબવા લાગ્યું. મારા જીવનમાં શું લખ્યું હશે?

રાધા મને ન મળી હોત તો, મારો આ પત્ર તને જુદી રીતે જ લખાયો હોત. લખ્યું હોત કે, હું ઘેરથી અમુક દિવસે નાસી છૂટું છું. અમુક સ્થળે મને મળજે. વડીલોને થાપ આપી આપણે પરણી જાત. લગ્નવિધિ કરત એટલું જ, કે જેથી ભવિષ્યમાં સુધાને બીજે બાંધવાનો વડીલો વિચાર ન કરે. બાકી રહેત તો

આ પ્રમાણે જુદાં જ. બાપુજી તો આપણને જે પગલું ભરવું હોય તે ભરવાનું જણાવીને ગયા છે એટલે કોઈ ચિંતા પણ ન હતી.

પરંતુ રાધા સાથે અર્ધા કલાકમાં જે થોડી વાતો થઈ છે, તેને લીધે આવું કોઈ નિર્ણયાત્મક પગલું ભરવાની દરખાસ્ત હું તારા આગળ મૂકતી નથી.

મને દિવ્યપ્રેમ નથી લાધ્યો એ કબૂલ કરું છું, પરંતુ હૈયામાં એનો કંઈ ઝણઝણાટ અનુભવ્યો છે. અને એ ઝણઝણાટ મને એવું કોઈ પગલું ભરતાં અટકાવે છે.

જયંત અને મારી વચ્ચે જે સેતુ બંધાયો હતો, એવો કોઈ સેતુ રાધા અને તારી વચ્ચે બંધાયો હોય. રાધાની વાતથી તો મને એવી છાપ પડી છે કે બંધાયો છે. 'ગોકુળ'નાં માનવી એવાં નથી કે એને તોડી નાખે. આ અનુમાન મેં રાધાની એક મુલાકાતથી કલ્પ્યું છે, વળી મારા ઉપરના તારા પત્રો વાંચી જતાં એને પોષણ મળ્યું છે. એ પત્રોમાં મારા પ્રત્યે પ્રેમ કરતાં ફરજની છાપ વિશેષ ઊઠે છે. કદાચ, મને જયંતનો અનુભવ ન હોત તો એ છાપ હું ન પણ સમજી શકી હોત. છતાં એ પત્રોમાં તારા દિલની સચ્ચાઈ લીટીએ લીટીએ રણકી રહી છે. પણ દિલની સચ્ચાઈ અને દિલનો પ્રેમ, એ માનવજીવનમાં જરૂરી હોવા છતાં સાવ જુદી ચીજ છે. ફક્ત એ સચ્ચાઈ હોવાને કારણે કોઈ પણ સ્ત્રીને તારા તરફથી અન્યાય ન વેઠવો પડે એટલું જ. બાકી સચ્ચાઈમાં પ્રેમ નિષ્પન્ન કરવાની ઓછી શક્તિ છે?

રાધાએ મારા વિષે તારી સાથે શી વાતો કરી હશે, તે હું જાણતી નથી. તેં લખ્યું પણ નથી. પરંતુ એણે મારી સાથે જે વાત કરી, જે ઉપરથી જ હું આ બધો મહેલ ચણી રહી છું તે આટલી જ.

‘હું તમને જોવા બહુ ઉત્સુક હતી. મનમાં થતું હતું કે ગોવિંદની સુધા કેવીક હશે?’

મેં મજાકમાં કહેલું: ‘હવે ઉત્સુકતા સમી ને? ખાતરી થઇને કે તમારે અદેખાઇ કરવા જેવી એ નથી!’

‘માણસ સામાની ઇર્ષા કરે છે તે બહારનું સૌંદર્ય જોઇ નહિ, એનું ભાગ્ય જોઇને.’

ગોવિંદ! મારા ભાગ્યમાં તારા સિવાય બીજું એવું શું છે કે એને ઇર્ષા કરવાનું હોય!

મનના પ્રવાહો કહેવા જ બેઠી છું ત્યારે કહી જ દેઉં. મને તો એવોય વહેમ આવ્યો છે કે રાધા તને ચાહે છે એ કહેવા જ મારી મુલાકાતે આવી હશે તો પણ કોને ખબર? તું વચનથી બંધાઈ ગયો છે એમ કહીને છૂટી પડયો હોય અને એમાં તારો પણ હાથ હોય તો?

આમ શંકા કરીને તારી સચ્ચાઇ ઉપર આક્ષેપ કરી રહી છું એની મને ખબર છે. પણ શંકા એમ કોઇના ઉપર આળ મૂકતાં ક્યારે કંઇ વિચાર કરે છે?

આ બધા મારા મનના પ્રવાહો કલ્પના જ નીકળે, તું મારો થાય, એમ હું મનથી તો ઇચ્છું છું. છતાં મેં જે સ્પષ્ટતા કરી છે તે એટલા માટે જ કે, તું મારી સાથે વચનથી બધાઈ ગયો છે એ જ કારણે રાધા અને તારો સેતુબંધ તૂટવો ન જોઇએ. મારો એક વખત તૂટેલો છે, બીજી વખત તૂટશે, તો ત્રીજો બંધ તૈયાર છે. હું મારો વિચાર કરું છું ત્યારે તેં એક પત્રમાં ભારત સેવક ગોખલેની શ્રદ્ધા વિષે લખ્યું હતું—વડી ધારાસભાનાં ભાષણો માટે એ અપાર શ્રમ લેતા. એટલા જ ઉત્સાહથી એ ધારાસભા ગજવતા. અને છતાં એ

જાણતા કે પોતાને જીત મળવાની નથી જ. પરંતુ પોતાની પેઢી હિંદની નિષ્ફળ સેવા કરવા જન્મી છે, એ માન્યતાને લીધે જ એમની શ્રદ્ધા અણનમ રહેતી. સફળ થનાર પેઢી પાછળ આવનાર હતી એ જ શ્રદ્ધા એમનો જુસ્સો ટકાવી રાખતી હતી.

હું પણ હવે ગોખલેની જેમ માનવા લાગી છું. મારો પ્રેમ નિષ્ફળ જવા સર્જાયો છે. છતાં મારી આ સ્થિતિ સ્પષ્ટ કરી દેવાથી ગોવિંદ–રાધા જેવાં પ્રેમ પામતાં હોય તો મારે માટે એ પણ ગોખલે-ની જેમ મારી શ્રદ્ધાનો જુસ્સો ટકાવી રાખશે. માનીશ કે હું સાચો પ્રેમ ન મેળવી શકી છતાં એ જણના રસ્તામાંથી ખસી જવાનું સદ્ભાગ્ય પામી એ ઓછું નથી.

વચન ખાતર તું અને રાધા મૂઝાતાં હો તો મારા આ પત્રથી એ મૂંઝવણ ટાળી દેજે. હું દુ:ખી થઈશ તેની પણ ચિંતા ન કરીશ. મારી તારા પ્રત્યે એટલી ઊંડી માયા નથી કે તે બીજે નહિ વહે. જયંત તરફથી જે પ્રવાહ બદલાઈને તારા તરફ વહેવા માંડયો છે, તે સહેજે બીજે પણ વહેશે.

પરંતુ એનો અર્થ તુ એવો તો નહિ જ કરે કે, સુધા, અંબાલાલ જેવો વકીલ વર મળવાની તક મળતાં ગોવિંદને ટાળવા માગે છે. મારી આ કલ્પનાનો મહેલ સ્વપ્ન નીવડે, ગોવિંદ મારો થવાની સૃષ્ટિ ખડી થાય, તો સાચે જ મને ઘણો આનંદ થાય. પરંતુ મારું હૈયું પોકારીને કહે છે કે તારી કલ્પના એ સત્ય છે. તું સ્વપ્નમાં નથી એ જ તારું અને ગોવિંદનું સદ્ભાગ્ય છે.

ટૂંકમાં, તું સુખી થાય એ સિવાય મારે કંઈ કહેવાનું નથી. રાધાથી થતો હોય તો તેમ, સુધાથી થતો હોય તો તેમ, અને એમાં જ સુધા સુખી છે. એ જ મારા દિલની વાંચ્છના છે.

લિ. સુધા

તા. ક. મારા સિરનામે તું પત્ર નહિ લખી શકે. નીચેના નામે લખજે.........સુધા.

*

સ્નેહી સુધા,

તારો પત્ર વાંચીને હું મારી પામરતા અનુભવી રહ્યો છું. દિલની સચ્ચાઇ તું મારામાં જુએ છે પણ મને આજે લાગે છે કે મારામાં એ હોત તો કેવું સારું ! એ સચ્ચાઇની તુ સાક્ષાત મૂર્તિ છે. એ સચ્ચાઇ જ મને સુખી જોવા ઝંખે છે. રાધાનો વિચાર કરે છે.

તને તારા કાકા નડિયાદથી છેતરીને તેડી લાવ્યા એને બીજે દિવસે જ મોહનપરામાં બધી વાત આવી ગઈ હતી. ઘણા લોક એથી રાજી પણ થયા છે. થોડા અદેખાઇને લીધે એમ ઇચ્છે છે. મારા જેવાને સારો સગો મળતો મટી ગયો તેથી. બીજા એમ માને છે કે પ્રભુએ મારા ઉપર કૃપા કરી સારાંગનાં આપ્યાં, ભણેલી-ગણેલી અને કુળવાનના ઘરની કન્યા સાથે વિવાહ થયો, મોટા માણસને ઘેર રહી ભણવાનું મળ્યું, ત્યારે હું મદમાં આવી ગયો. કળિયુગ મારામાં પ્રવેશ્યો. રાધા જેવી કુંવારી છોકરી સાથે છૂટ લેવા લાગ્યો, મહાકોર જેવા ગામની વિધવા દીકરી, જે તુલસીક્યારો કહેવાય, તેને કાઢી જઇ ( જોકે તે ધોળે દિવસે જાહેર કરીને ગઈ છે ) ચંદ્રકાંત સાથે પરણાવી ! પ્રભુ આ બધો અનર્થ સહી લે ? તેથી એણે તારી સાથેનો વિવાહ તોડયો. પાપીને પ્રભુએ દંડ કર્યો એટલે લોકો રાજી થયા.

હું પણ તે ક્ષણે અંતરમાં હરખાયો હતો. થયું હતું કે સુધા, કાઢી થઇને અંબાલાલ વકીલ સાથે પરણી જાય તેમાં એ વધુ સુખી થશે.

પરંતુ આજે તારો પત્ર મારી સન્મુખ પડયો છે ત્યારે મારા એ વિચાર માટે મને શરમ આવે છે. હું હરખાતો હતો તેમાં

સ્વાર્થ હતો. તું અંબાલાલ સાથે સુખી થાય એ વિચાર કરતાં હું વચનથી છૂટો થાઉં એ જ એમાં ઊંડી ઊંડી ભાવના હતી.

મારામાં અને તારામાં આ જ ગજબ અંતર છે. હું રાધાને પરણી સુખી થાઉં તેમ તું ઇચ્છે છે, જ્યારે તું અંબાલાલને પરણે એટલે હું વચનથી છૂટું એમ હું ઝંખતો હતો.

સુધા! સાચે જ તું સુધા છે. એને ઝીલવા માટે સોનાનું પાત્ર જોઈએ. જયંત અને હું કાચી માટીનાં પાત્ર હોઈને તને મેળવી ન શક્યા. મારા માટે એ સદ્ભાગ્ય છે, છતાં દિલ એ નથી ઇચ્છતું. એનું કારણ એમ માનું છું કે મારામાં એટલી લાયકાત નહિ જ હોય.

હું રાધાને ચાહું છું, એ માટે હવે મને બિલકુલ શંકા નથી. તને મેં વચન આપ્યું હતું ત્યારે પણ હૈયાનાં વહેણ એના ભણી જ વહેતાં હતાં. છતાં વ્યવહારનો વિચાર કરી, લગ્નને લાભનુકસાનના વેપારને તાજવે તોળી, શિવશંકર મહારાજને આપેલા વચનનું પાલન કરવાની ટેકનું અંતરમાં સ્મરણ રાખી, મેં તારી સાથેનો વિવાહ મંજૂર રાખ્યો.

તે વખતે મને રાધા ચાહે છે કે કેમ એની શંકા હતી. અત્યારે પણ મને શંકા છે કે એ મને ચાહતી હશે કે કેમ?

પરંતુ તારા પત્રથી મને લાગે છે કે રાધા મને કદાચ ચાહતી હોય, તેથી હું સુધાને પરણી સુખી થતો હોઉં તો સારુ માની એણે મનનો ભાવ વ્યક્ત ન કર્યો હોય.

પરંતુ રાધામાં એટલું બધું ઊંડાણ હોય એમ મને નથી લાગ્યું. કદાચ સાચા પ્રેમની જેને ઝાંખી થઈ હોય તેનામાં એ ઊંડાણ સ્વયં આવતું હોય અને તેથી હું એને ન પણ સમજી શક્યો હોઉં. એટલો મારો પ્રેમ ઉત્કૃષ્ટ ન પણ હોય.

બાકી, તારો આ પત્ર એ સાચા પ્રેમની ઝાંખીનાં દર્શન કરાવે છે. ભલે જયંતના લગ્નમાં એ ન પરિણમ્યો, પરંતુ એથી એ સાચો નહોતો એમ તારો આ પત્ર વાંચનાર નહિ કહી શકે. બીજાના પ્રેમની કદર, સાચા પ્રેમી વગર આ રીતે કોઈ ન કરી શકે. આ પ્રમાણે એનું હૈયું વહે જ નહિ.

મેં જે ગોથું ખાધું તે રાધાનો મારા પ્રત્યે પ્રેમ છે કે નહિ, તેની ખાતરી કરવામાં. અને એ જ બતાવે છે કે સાચા પ્રેમનું એ લક્ષણ નથી.

આ મારી અપૂર્ણતાનો ખ્યાલ કર્મયોગ વિષે મુ. રામરાયે ચર્ચા કરી મને સમજ પાડી ત્યારે આવ્યો હતો. ફળની આશા રાખવાથી જ બંધનમાં પડાય છે.

એમાંથી મને રાધા પ્રત્યેના પ્રેમનો માર્ગ જણાયો. રાધા તને ચાહે છે કે નહિ, એમ ફળ જોવામાં તું શું કામ પડયો ? તારો પ્રેમ જો સાચે જ અંતરનો હોય તો નિષ્કામભાવે એ પ્રેમ કર્યા જ કરવો જોઇતો હતો. રાધા તને ન ચાહે એટલું જ નહિ, પણ તને હડધૂત કરે તો પણ એને પ્રેમ કરવામાં અંતરાય કોણ નાખી શકે તેમ છે ?

રાધા પ્રત્યેના પ્રેમના પ્રવાહમાં અણસમજરૂપી જે રોકાણ હતું, તે આમ ખસી જતાં પ્રચ્છન્નપણે એ પ્રવાહ ત્યારનો વહે જાય છે. અને તને પરણ્યા બાદ પણ એ તો વહ્યા જ કરત, એમ મારું હૈયું ખાતરી આપે છે.

આજે હું એવા શુદ્ધ પ્રેમનો વિચાર કરું છું ત્યારે કોઈને વચન આપી તેને પ્રેમ આપવાની મારી બાલિતશાથી હું લજાઉં છું. પ્રેમ હસે છે. વચનને ખાતર રામ વનવાસ જઈ શકે,

હરિશ્ચંદ્ર સ્ત્રીબાળકનું લિલામ કરી શકે, પણ કૈકેયીએ એવું વચન માગ્યું હોત કે રામે સીતાને ચાહવું બંધ કરવું, વિશ્વામિત્રે એવું વચન માગ્યું હોત કે હરિશ્ચંદ્રે તારાને ચાહવી બંધ કરવી, તો શું એ વચન રામ કે હરિશ્ચંદ્ર પાળી શક્યા હોત ? વચનથી માણસ શિર આપી શકે, દિલ ન આપી શકે. અને મેં તને દિલ આપવાનું વચન આપ્યું !

આ બધી મારી પામરતાનો હું વિચાર કરું છું ત્યારે મને થાય છે કે હું નથી તારો પ્રેમ મેળવી શકવાનો અધિકારી કે નથી રાધાના પ્રેમનો અધિકારી. છતાં રાધાને પ્રેમ કરવાનો મારો અધિકાર કોઇ ખૂંચવી શકે તેમ નથી, એની પણ મને ખાતરી થઇ ગઇ છે.

સુધા ! મને રાધા મળશે કે કેમ એ હું કંઈ કહી શકતો નથી. છતાં એને પ્રેમ કરવામાં જ હું સુખી છું, એમાં મને બિલકુલ શંકા રહી નથી.

પામર ગોવિંદ ભવ્ય સુધાના પત્રમાંથી આજે નવીન પ્રેરણા લેઈ રહ્યો છે. એવી પ્રેરણાદાયી સુધા સોનાના પાત્રમાં ઝીલાય એ જ ઇચ્છું છું.

લિ., પામર,
ગોવિંદ



## ૨૪

સુસ્મિતા મોહનપરામાં!

ગોવિંદના માન્યામાં પણ નહોતું આવતું છતાં એણે ખેતરેથી આવતાં સુસ્મિતાને પોતાના ઘરમાં બેઠેલી જોઈ.

મોહનપરા વળી ફરી ચકડોળે ચડયું. ગામની નજરે ગોવિંદ કોઇ ભેદી યુવક બની ગયો.

વળી સુસ્મિતાનું આવવાનું કારણ જાણતાં ગોવિંદની સૃષ્ટિ ફરવા લાગી. 'અલકાપુરી'ને છેલ્લા જુહાર કરીને એ ચાલી નીકળી હતી. કૈલાસબ્હેન પાસે નડિયાદ જવાને બદલે એ અહીં આવી હતી.

ત્રણ દવાખાનામાં એણે ગર્ભપાત કરાવવાની માગણી કરી જોઈ, પરંતુ એકે ના પાડી. બેએ ભારે ચાર્જ સાથે હા પાડી, પણ સાથે કોઇ પુરુષ હોવો જોઇએ એવી કડક શરત મૂકી.

ગોવિંદને કંઈજ સમજ પડી ન હતી.

એ વળી વળીને એક જ સવાલ પૂછતો હતો: ' તારે ઘર છોડવાનું ઉગ્ર પગલું લેવાની શી જરૂર ?'

' ગોવિંદ ! તને એ નહિ સમજાય.'

‘ સાચે જ તેં ઉતાવળ તો કરી છે જ. ’

‘ પુરુષ એવું જ માને. ’

‘ સુરેન્દ્રની તેં આંખ કેમ ન ઉઘાડી કે એ સાધનો ગમે તેટલાં ગેરંટીવાળાં હોય, પરંતુ સંપૂર્ણ નથી. ખાતરી માટે ડૉકટર પાસે ચાલો. ’

‘ અંધની શી રીતે આંખ ઉઘાડવાની હતી, ગોવિંદ ? એ પોતે શું એ નથી સમજતા ? અને હું કહું તેથી એ વહેમી થયા પછી માને પણ કેમ ? મને એમની તૃપ્તિનો ઓડકાર આવ્યો ત્યારે જ મેં ઘર છોડવાનું પગલું ભર્યું છે. ’

‘ છતાં હું માનું છું કે ઉતાવળ થઈ છે. ’

‘ બિલકુલ નહિ. હું પત્ની તરીકે ગઈ હતી, પરંતુ એ સ્થાન મને ત્યાં મળે એવું હતું નહિ. શરીર સોંપીને ફક્ત જીવન ગુજારો કરી શકત એટલું જ. પરંતુ એમ નારીજીવનની અવહેલના થવા દેવા હું હવે તૈયાર નથી. ’

‘ થયું એ ન થયું થનાર નથી. તું આવી તેની પણ ના નથી. પરંતુ તું જે પગલું લેવા માગે છે તે ન્યાયી છે ?’

‘ ન્યાય અન્યાયની ભાંજગડ છોડ. ’

‘ કારણ ? પાપનું પરિણામ હોત તો તારે એથી શરમાવાનું હતું. પણ આમાં એમ કરવાનું શું કારણ છે ? ’

‘ પાપનું હોત તો પણ હું આ પગલું ન ભરું. જે માટે બાળકોને ગર્ભમાંથી નાશ પામવું પડે છે એ રૂઢિનાં પાપ છે, એવી રૂઢિને હું તાબે ન થાત. પરંતુ આ તો કેવળ વાસનામાંથી ઉત્પન્ન થયેલું છે. ’

'મોટા ભાગનાં બાળકો એમાંથી જ જન્મતાં હોય છે.'

'પરંતુ તેમને માટે પિતા શંકા નથી સેવતા હોતા.'

'એ શંકાની શિક્ષા બિનગુનેગાર બાળકને થાય તે......'

'જો ગોવિંદ ! હું તારી સાથે ન્યાયાન્યાય ચર્ચવા નથી આવી. તું મને મદદ કરીશ એમ માનીને આવી છું. ગીતાનો કર્મયોગ તું મને સમજાવે છે તે જ તારે આચરવાનો છે. નિષ્કામભાવે તું મદદ કર. એના ફળ તરફ તું શું કામ નજર કરે છે ?'

ગોવિંદે ફિક્કું હસીને કહ્યું: 'તું આવતી કાલે એમ પણ કહે કે, મારું ખૂન તું નિષ્કામભાવે કર.'

'એમ પણ કહું.'

'એ નિષ્કામભાવ મને ભારે પડી જાય.'

'ત્યારે તું કર્મયોગ સહેલો માને છે ? અર્જુન જેવાને દ્વિધા ઉત્પન્ન થઈ તો તારું કે મારું શું ગજું ? એ બધી ધર્મની વાતો છોડી મારી સાથે ચાલ.'

સુસ્મતાને શી રીતે સમજાવવી એનો નિર્ણય કરી શક્યો ન હતો. બોલ્યો: 'એમ કરીએ તો ?'

'શું ?'

'આમાં વડીલની સલાહ લેઈએ.'

'કોની ?'

'કૈલાસબાની.'

'તો નડિયાદ વચ્ચે જ આવતું હતું. હું અહીં ત્રણ ગાઉ ચાલીને મોહનપરા શું કામ આવત ? વડીલોનું આમાં કામ નથી. એ બધી સલાહ પછી લેઈશું.'

ગોવિંદે હસીને પૂછ્યું: 'પછી શાની સલાહ લેવાની બાકી રહેશે?'

સુસ્મિતા: 'મારું સાચું જીવન તે પછી શરૂ થવાનું છે. મારે શું કરવું એ તો કોયડો જ છે ને?'

'તો હાલ ક્યાં જવું છે?'

'અમદાવાદ.'

' 'અલકાપુરી'નાં માનવી......'

'મને એ લોકોની કંઇ પરવા નથી.'

'ત્યાં જે ગોઠવણ કરવાની તે...'

'એ બધું મેં નક્કી કર્યું છે. ફક્ત તારે સાથે આવવાનું છે.'

'મને આવવાની ના નથી.'

'આવવામાં કદાચ આફત પણ આવે......'

'એની મને બીક નથી. ફક્ત એ પગલું......'

'એક પાપનો સાક્ષી અનિચ્છાએ બહેનને માટે થા.'

'જેવી તારી ઇચ્છા.'

'ક્યારે જઇશું?'

'સાંજ પડી ગઇ છે. હવે તો સવારે.'

*

અમદાવાદના સ્ટેશને ઊતરતાં ગોવિંદે કહ્યું: 'ટેક્ષી જ કરીએ, કેમ?'

સુસ્મિતા એના જ વિચારમાં હતી. એણે ડોકું હલાવ્યું.

ગોવિંદ એક ડ્રાઇવર સાથે ગુપચુપ વાત કરવા લાગ્યો: 'સીધી લેવાની છે. વચ્ચે કોઇ બૂમ પાડી ઊભી રખાવે તો પણ રાખવાની નથી.'

કોઇ ભાગેલાં પ્રેમપંખીઓ છે માની ડ્રાઈવર ચાર્જ નક્કી કર્યા વગર મોટી આશાએ તૈયાર થઇ ગયો.

પાછલી સીટ ઉપર બન્ને જણ બેસી ગયાં. મોટર ઊપડી. થોડે જતાં જ મોટર અવળે રસ્તે જતી જોઈ સુસ્મિતા પૂછવા લાગી: 'ગોવિંદ! આમ ક્યાં લીધી?'

ગોવિંદે મૂંગા રહી એને શાંત રહેવાની ઇશારત કરી. મોટર સીધી ભદ્ર ભણી દોડતી હતી.

'ગોવિંદ! ગોવિંદ!' સુસ્મિતા બેબાવળી બની ગોવિંદના હાથ પકડી પૂછવા માંડયું: 'વિશ્વાસઘાત!'

મોટર ત્યાં તો એલિસબ્રીજના પૂલ ઉપર દોડી રહી.

'ગોવિંદ! દગો! દગો!' સુસ્મિતા આગળ ન બોલી શકી. સામા આયનામાં બંનેનાં પડતાં પ્રતિબિંબ જોઇને ડ્રાઇવર મનમાં હસતો હતો: 'ખાદીનાં કપડાં પહેર્યાં છે પણ કેવો ઉડાઉગીર છે!'

મોટર ક્યાં જઇ રહી હતી તે તરત સુસ્મિતા જાણી ગઇ હતી. હવે બધાં ફાંફાં વ્યર્થ છે જાણી એનું હૈયું તરફડી રહ્યું હતું.

ટેક્ષી 'ગોકુળ'ના ઝાંપે જઇને ઊભી રહી. ગોવિંદે બારણું ઉઘાડયું. આનાકાની કર્યા વગર ઊતરવામાં જ ડહાપણ હતું એટલે સુસ્મિતા સ્વસ્થ થઇ ગઈ. નીચે ઊતરી પડી.

ગોવિંદે એની સામે જોઈ મોં મલકાવ્યું. સુસ્મિતાથી દુઃખમાં પણ હસી જવાયું.

ડ્રાઇવર પણ મોટર પાછી લેતાં હસ્યો: 'શું છોકરી ફેલ કરે છે! હમણાં દગો, વિશ્વાસઘાત, કહી ચીસો પાડતી હતી અને તરત

એની સાથે હસવા પણ લાગી ! કળિયુગમાં નહિ બને તેટલું ઓછું.'

સુસ્મિતા 'અલકાપુરી' છોડી ચાલી ગઇ તેની હજુ બહારના જગતને ખબર ન હતી. 'અલકાપુરી'નું રૂંવાડું ય ફરક્યું ન હતું. નડિયાદ જાણ ખાતર પણ પત્ર લખ્યો ન હતો.

એટલે ગોવિંદ અને સુસ્મિતાને સાથે આવેલાં જોઇ કપિલા-બહેન વિસ્મય પામ્યાં. એમણે કહ્યું: 'આ હું શું જોઉં છું?'

'સત્ય.'

'કેવું સત્ય.'

'કરુણ સત્ય.,' અને ગોવિંદે સુસ્મિતા સામે જોઇ ઉમેર્યું: 'મેં વિશ્વાસઘાત ન કર્યો હોત તો એ સત્ય કેવું બનત, તે હવે તમને સુશીલા કહેશે.'

ગોવિંદ આવ્યો જાણતાં રામરાય સાથે ચર્ચા કરતી રાધા નીચે દોડી આવી. ગોવિંદ એના મોં સામે નજર માંડી, હાસ્ય ફરકાવી મેડા ઉપર ચડ્યો.

સુસ્મિતાએ જે બન્યું હતું તે, પાછળનો પોતાનો ઇરાદો જણાવ્યા વગર બધી હકીકત કપિલાબહેનને કહી સંભળાવી. ગોવિંદે એ પરિસ્થિતિ રામરાયને જણાવી.

રાધા કોઈ અરણ્યમાં અટવાઈ ગઈ હોય તેમ ભયભીત બની ગઈ હતી.

છેવટ ત્રણે જણ ઉપર આવ્યાં.

રામરાયે પોતાની પાસે બોલાવતાં સુસ્મિતાને કહ્યું: 'અહીં મારી પાસે આવ, બહેન ! સમાજ આજે તારા જેવી પુત્રીઓ માગે છે. નારીની અવહેલના ન થવી જોઇએ, એ તારી ભાવના જાણી

સાચે જ મને અતિ હર્ષ થયો છે. પણ ગોવિંદે થોડી દીર્ઘદષ્ટિ ન વાપરી હોત તો તારા હાથે જ નારીની ભયંકર અવહેલના થઈ જાત, બહેન!'

કપિલાબહેન એ ન સમજ્યાં એટલે એમણે રામરાય સામે દૃષ્ટિ માંડી.

એમણે કહ્યું: 'તમને એણે ત્યારે છેલ્લી વાત કરી લાગતી નથી.'

સુસ્મિતા નીચું જોઈ ગઈ.

રામરાયે એ જ શબ્દોમાં એ વાત કહી દીધી.

રાધા, ગોવિંદ અને સુસ્મિતા સામે વારાફરતી દૃષ્ટિ કરી રહી હતી.

કપિલાબહેન બોલ્યાં: 'અરે! આટલી હિંમત પછી આવી નિર્બળતાનું પગલું ભરવાનું તને ક્યાંથી સૂઝ્યું?'

રામરાય એનું માનસ ગોવિંદની વાત ઉપરથી જાણી ગયા હતા એટલે એમણે કહ્યું: 'એ ભાવિ બાળકને તું કોનું માને છે, મને કહે જોઈ, બહેન?'

સુસ્મિતા ઊંચું ન જોઈ શકી.

'એવી કદી ભૂલ ન કરી બેસ માટે મારું આટલું સાંભળી લે.' કહી રામરાયે એના નતમસ્તકને ઊંચું કરી, પોતાની સામે નજર મંડાવી કહ્યું: 'જે બાળકોને આપણે આપણાં માનીએ છીએ, તે સાચી રીતે આપણાં નથી.' એની સ્પષ્ટતા કરતાં એ બોલ્યા: 'એનો અર્થ બાળકો આપણી માલિકીનાં કે આપણા મમત્વનાં કે અધિકારનાં વિષય નથી. એટલે એનો નાશ કરવાનો કોઈ હક આપણને નથી.' આ ભાવના ઉપર સુસ્મિતા થોડો વિચાર કરી શકે તેટલો અવકાશ રાખીને એ આગળ બોલ્યા: 'તું કહીશ કે બાળક આપણું

નથી તો પછી કોનું છે? આપણે બધાં જગજીવનની પોતા માટેની જ કામનાનાં સંતાનો છીએ. એટલે કે, પરમેશ્વર પોતે પોતાને અનેક રીતે વ્યક્ત કરવા માગે છે, અને તેનું પોતાને વ્યક્ત કરવાનું એક સાધન આપણે છીએ.'

સુસ્મિતા સામે આંખ માંડી એમણે પૂછ્યું: 'સમજી બહેન? વાસનાથી ઉત્પન્ન થયેલાં બાળકો હોય કે સંતાનેચ્છાની કુદરતી વૃત્તિને આધીન એ ઉત્પન્ન થયેલાં હોય, એ સર્વ પ્રભુનાં વિવિધ રૂપ જ વ્યક્ત કરતાં હોય છે. બાળકો આપણી દ્વારા આવે છે એનો અર્થ એવો નથી કે તે આપણામાંથી આવે છે. એટલે તારા પેટમાં જે ત્રણ માસનો ગર્ભ છે એ તારો નથી કે નથી સુરેન્દ્રનો. ફક્ત એ તમારા દ્વારા આવશે એટલું જ.'

રાવાથી ચૂપ ન રહેવાયું. ગંભીરતામાંય એણે મજાક કરી: 'તો તમે મને તમારી દીકરી કેમ ગણો છો?'

'કારણ છે,' રામરાય ગંભીરતાનો ભંગ કર્યા વગર બોલ્યા: 'માબાપને બાળકને મારું કહેવા માટે એક જ અધિકાર મળેલો છે.'

'એ કયો અધિકાર?'

'માબાપને જો બાળક ઉપર કોઈ અધિકાર હોય તો તે એક જ—પ્રેમ કરવાનો.' અને સુસ્મિતાના મોં સામે જોઈ એમણે કહ્યું: 'સમજી બહેન? તને એ બાળક અંગે પ્રેમ કરવા સિવાય બીજો કોઈ હક નથી. એની વિરુદ્ધ જઈ, મા જ જ્યારે બાળકનો વિનાશ કરે તો એને હું નારીજીવનની પરમ અવહેલના ગણું. જે અવહેલના ન થવા દેવા માટે તેં ઘર છોડયું, પતિ છોડયો, અને અજાણ્યા ભાવિ તરફ દોટ દીધી, તે જ પગલું તું અણસમજમાં, ખોટા આવેગમાં અને ક્રોધમાં ભરી રહી હતી એ હવે તને સમજાયું હશે.'

એટલું કહી રામરાય સુસ્મિતા સામે તાકી રહ્યા.

કૃપલાબહેને કહ્યું: 'દીકરી! શું કહ્યું તે સમજાયું?'

સુસ્મિતાની આંખમાંથી આંસુ વહી રહ્યાં.

★

# ૨૫

સુસ્મિતાને આંસુ સારતી જોઇ રાધા બોલીઃ 'હું આમાંથી મારે માટે એક જ બોધ તારવું છું.'

'શો ?' રામરાયે પૂછ્યું.

'હસી ન કાઢતા.'

કપિલાબહેનઃ 'તારી વાતમાં હાસ્ય વગર બીજું શું હોય છે ?'

'પણ મારી આ વાત ગંભીર છે.'

'જાણ્યા પછી અભિપ્રાય આપી શકાય.'

'હું કોઇનો અભિપ્રાય પૂછતી જ નથી.'

'તો ?'

'મેં આ પ્રસંગમાંથી શો બોધ લીધો તે જ જાહેર કરું છું.'

સવાલજવાબ કરવાથી રાધા વાત લંબાવતી હતી એ એની ટેવને લીધે રામરાય કે કપિલાબહેન મૌન રહ્યાં.

રાધાઃ 'સુસ્મિતાના આ પ્રસંગથી આજની છોકરીઓએ જો કંઈ શીખવા જેવું હોય તો......' હસીને એ ત્યાં અટકી ગઇ.

કપિલાબહેનથી બોલ્યા વગર ન રહેવાયુંઃ 'આજની છોકરીઓને જે શીખવું હશે તે શીખશે. તું પોતે શું શીખી એટલી જ વાત કર ને.'

રાધા ગંભીર થઈને બોલી: 'મેં પાકકો નિર્ણય કરી નાખ્યો છે કે મારે પરણવું નહિ!'

સુસ્મિતાનું રુદન એકદમ અલોપ થઇ ગયું. એના વદન ઉપરનો વિશાદ અલોપ થઈ ગયો. 'એ બધી ચાલાકી રાધાબહેન જવા જ દેજો' કહેતાં એનું મોં મલક મલક મલકી રહ્યું.

સુસ્મિતાના કથનનો ભાવાર્થ ગોવિંદ સિવાય કોઈ ન સમજી શક્યું. ગોવિંદે એ પ્રસંગ ન કહેવાનો એને ઇશારો કર્યો. કહેવું કે ન કહેવું, એવી દ્વિધામાં પડી ગઇ હોય તેમ એ આગળ ન બોલી.

'એ ચાલાકી છે જ નહિ,' રાધાએ એનો ઇન્કાર કરતાં કહ્યું: 'કપિલાબા એનાં સાક્ષી છે. મેં આ વિચાર એમને આ અગાઉ પણ કહેલો છે.'

નિર્ણય ઉપર આવી ગઇ હોય તેમ સુસ્મિતાએ જવાબ આપ્યો: 'મારા કથનની સાબિતી માટે મારી પાસે પણ સાક્ષી છે.'

'કોણ?' રાધાએ ઉત્સુકતામાં પૂછ્યું.

'એ તમને કહેવાનું નથી.' રામરાય સામે નજર કરી સુસ્મિતાએ ઉમેર્યું: 'ન્યાયાધીશ આગળ કેસ વખતે રજૂ કરવામાં આવશે.' અને ટકોર કરતાં ઉમેર્યું: 'એ કેસ બાપુજીની કોર્ટમાં મૂકીશું એટલે તમને અન્યાય થવાની શંકા જ ન રહે.'

એટલું કહી સુસ્મિતાથી ગોવિંદ સામે જોઈ હસી જવાયું. ગોવિંદ ઘણો ગંભીર રહેવા ગયો પણ એ ય સામો હસી પડયો.

કપિલાબહેને પૂછ્યું: 'શું છે, ગોવિંદ? હસો છો કેમ?'

રાધા પોતાની જાત તપાસતી હોય તેમ પોતાના શરીર ઉપર નજર ફેરવવા લાગી.

સુસ્મિતાએ કપિલાબહેન સામે જોઈ કહ્યું: 'રાધાબહેને તમારી સમક્ષ કુંવારા રહેવાની ઘણી વાતો કરી છે; પણ એ બધું કેવું જૂઠાણું હતું, તે મેં પકડી પાડ્યું છે.'

ઘડી પહેલાંની નિરાશામાં ડૂબેલી સુસ્મિતાને આમ પ્રફુલ્લ વદને જોઈ રામરાય અંતરમાં શાંતિ અનુભવી રહ્યા હતા. નારીની થઈ રહેલી અવહેલના નાબૂદ થાય તો સમાજમાં કેવું નંદનવન ઊભું થાય? પરંતુ એ વિચાર એમનો લંબાય તે પહેલાં સુસ્મિતાના શબ્દો કાને પડતાં એમનું ધ્યાન તે તરફ ગયું.

'રાધાબહેન પરણવા માગે છે એટલું જ નહિ, પણ તે માટે કાવાદાવા પણ ખેલે છે.'

રામરાયે ન્યાયાધીશ તરીકે ટકોર કરી: 'બહેન! એ બધાની સાબિતી નહિ હોય તો કોર્ટ એને રાધા ઉપરના આક્ષેપો ગણશે. રાધા એના વળતા પગલા તરીકે બદનક્ષીની ફરિયાદ માંડી શકશે.'

'પૂરાવા વગરની હું કોઈ વાત કરતી નથી.' સુસ્મિતાએ વિજયના સૂરમાં કહ્યું.

રાધાએ કહ્યું: 'સુસ્મિતાબહેનનું મગજ ઠેકાણે નથી. રાધા પરણવા કાવાદાવા ખેલે એ વાતમાં શું વજૂદ છે!'

સુસ્મિતા: 'મારું મગજ ઠેકાણે નહોતું એ ઘડી પહેલાં સાચું, અત્યારે નહિ. તે ઘડીએ હું સુસ્મિતા હતી. હવેથી સુશીલા છું.'

'તો બતાવો મેં શા કાવાદાવા ખેલ્યા?'

'પહેલાં મારા પ્રશ્નોના જવાબ આપો. તમારે પરણવું નથી?'

'ના.'

'એ નિર્ણય કેમ કર્યો?'

'તમારા અનુભવો જાણીને.'

'મારો અનુભવ તો આજે જાણ્યો.'

'તે પહેલાં સવિતા અને તમારા થોડા થોડા અનુભવ મળ્યા હતા ને?'

'એ વાત હું સ્વીકારતી નથી.'

'કારણ?'

'તમે જે નિર્ણય કર્યો છે તે તમારા અનુભવ ઉપરથી કર્યો છે.'

'એટલે?'

'તમારે પરણવું હતું—પરણવું છે—પણ એ પાત્ર મળે તેમ ન હતું એટલે હવે ન મળ્યે બાવો બ્રહ્મચારી થવા તૈયાર થયાં છો!'

આ કથનથી રાધાના હૈયાનો ઊંડો મર્મ વીંધાતાં એ અવાક થઈ ગઈ. હૃદયની ગુપ્તતા ખુલ્લી પડી જવાના પ્રત્યાઘાત રૂપે એના મોં ઉપર ગંભીરતા છવાઈ ગઈ. સાતમા પાતાળમાં છૂપાવેલી આ વસ્તુ સુશીલાને શી રીતે જડી ગઈ તેના વિચારમાં રાધા પડી ગઈ.

સુશીલા એનો મનોભાવ જાણી ગઈ હતી એટલે એણે તરત બીજો ઘા કર્યો: 'બોલોને રાધાબ્હેન, ચૂપ કેમ થઇ ગયાં?'

રાધા તરત સાવધ થતાં બોલી: 'જે જૂઠાણું ચલાવે તેની સાથે વાદવિવાદ કરવાનો હું કંઇ અર્થ જોતી નથી.'

'એમ નહિ,' સુશીલાએ હસીને કહ્યું: 'એમ કહો કે, જેણે જૂઠાણું પકડી પાડયું તેની સાથે વાદવિવાદ કરવાનો હવે કંઈ અર્થ રહ્યો નથી.' અને કપિલાબ્હેન તરફ જોઈ એણે ઊમેર્યું: 'રાધાબ્હેન જાણતાં નથી એટલું જ, બાકી એમની બધી બાજી હવે ખુલ્લી થઇ ગઈ છે.'

કપિલાબહેન: 'પણ વાત જાણ્યા વગર હું શી રીતે માનું કે બાજી ખુલ્લી છે કે બંધ?'

રાધા સામે જોઇને સુશીલા બોલી: 'જવાબ આપો રાધાબહેન, તમે ગોવિંદ સાથે મોહનપરા શું કામ ગયાં હતાં?'

'ગામડું જોવા.'

'તદ્દન ખોટું.'

'ત્યારે?'

'ગામડું જોવા જ જવું હતું તો વચ્ચે વિદ્યાલયમાં સુધાને મળવા શું કામ ગયાં?'

રાધાનું હૈયું ઝણઝણી ઊઠયું. એ કંઈ ન બોલી.

કપિલાબહેન: 'સુધાને મળવાની અમારી પણ ઇચ્છા છે જ.'

સુશીલા: 'પણ તમારી અને રાધાબહેનની ઇચ્છામાં ઘણો તફાવત છે.'

'એટલે?'

'રાધાબહેને જઇને સુધાને કહ્યું કે, મને તારી ઇર્ષા આવે છે.'

પોતાના મજાકમાં બોલાયેલા શબ્દોને સુધા આટલા ઊંડા સમજશે એની રાધાને કલ્પના ન હતી. વાત પામી જતાં એ ન બોલી શકી. ટટ્ટાર હતી તે નરમ પડી ગઈ.

સુશીલાએ ટટ્ટાર થતાં કહ્યું: 'એનું શું પરિણામ આવ્યું, રાધાબહેન, જાણો છો?'

રાધા ઊંચકાઈ ગઈ. આખું 'ગોકુળ' કંપી ઊઠયું.

'ગોવિંદનો વિવાહ ફોક થયો.'

કોઈના મોંમાંથી શબ્દ ન નીકળ્યો. દરેકની નજર ગોવિંદ તરફ મંડાઈ.

રામરાય અને ગોવિંદની નજર એક થતાં એણે ખિસ્સામાંથી સુધાનો પત્ર કાઢી સામે ધર્યો.

રામરાયે એની એક લીટી વાંચી ત્યાં રાધાએ તે ઝૂંટવી લીધો.

કોઈ છપ્પનિયાના દુકાળમાંથી આવેલો માણસ ભોજન ઉપર તૂટી પડે તેમ રાધાની નજર એ લખાણ ઉપર તૂટી પડી.

જીવતાં જાગતાં માનવીને બદલે દરેક પૂતળાં હોય તેમ જડાઈ ગયાં હતાં.

પત્ર પૂરો કર્યા પછી રામરાયના ખોળામાં તેને નાખી રાધા ઊભી થઇ ગઇ. અને ખંડ છોડી જતાં હરખાતા હૈયે ગોવિંદ તરફ ત્રાંસી નજરે જોઇ લેઈ એ બોલી: ' સુધાની ન પરણવાની એ બધી ઉપજાવી કાઢેલી વાતો છે. '

' પણ ઊભાં તો રહો. ચાલ્યાં શું કામ જાઓ છો!' સુશીલાએ કહ્યું. પણ રાધા દાદર ભણી ચાલી.

એ સાંભળે તેમ સુશીલાએ ઉમેર્યું: 'ન પરણવું હોય તો કોઈ બળાત્કારે પરણાવનાર નથી. મારું તો એટલું જ કહેવું છે કે ન પરણનારનાં લક્ષણ કોઇનો વિવાહ તોડાવા જેવાં તો ન જ હોવાં જોઇએ!'

પણ રાધા એ સાંભળવાની દરકાર કર્યા વગર ધબધબ કરતી દાદર ઊતરી ગઈ.

કપિલાબહેન ઉત્સુકતા ન રોકી શક્યાં એટલે રામરાય પત્ર વાંચતા હતા ત્યાં એ સાથે વાંચવા લાગ્યાં.

એમને સગવડ કરી આપવા સુશીલા ત્યાંથી દૂર ખસી ગઇ.

કોઇ ગૂઢ વાત કરતાં હોય તેમ પત્ર વાંચી રહ્યા પછી રામરાય અને કપિલાબહેન એકબીજા સામે તાકી રહ્યાં.



## ૨૯

રાતના બાર વાગ્યા હતા. અંબારામે બારણું ખખડાવ્યું. છેલ્લા ચાર માસથી સવિતાની ઊંઘ ઊડી ગઈ હતી. પથારીમાંથી બેઠાં થતાં એણે કહ્યું: 'ઉઘાડું છું.'

ગોવિંદ આવતો અટક્યો તે પછી અંબારામની બેઠક પાર્વતીને ઘેર જામી હતી. સવિતાએ ગોવિંદને જે ચાલાકીભેર પોતાની રૂપરૂ હડહડતી જૂઠી વાત કરી, તે ઉપરથી એણે અનુમાન કર્યું હતું કે છપ્પરપગી સ્ત્રી વગર આવી ચાલાકી બીજામાં ન હોય!

પોતાનું કરમ ફૂટેલું છે માની સવિતા મૂગી જ રહી. એને એટલી જ નિરાંત હતી કે કોઈ બીજાને એ ઘેર લાવતો ન હતો. ઊડતી વાતો એને કાને તો આવતી કે નારણ મુકાદમે એને જુગાર રમતો કર્યો હતો. સરસપુરમાં આંકફરકનો અખાડો જામેલો હતો અને તેમાં ઘણા માણસો, સ્ત્રીઓ અને છોકરાંઓ સુદ્ધાં નસીબ અજમાવવા ફાંફાં મારતાં હતાં. એટલે એ લત અંબારામને વળગાડવામાં નારણ મુકાદમને વાર ન લાગી. અંબારામ પણ ગરીબીથી કાયર થયો હતો એટલે કોઈ ઉપાયે પૈસા શોધતો હતો. અને એ માયામાં ચાર માસમાં જ એ કેટલો ડૂબી ગયો, તેનું એને ભાન ન રહ્યું. છેવટ એણે એ દેવામાં આજે સવિતાને સુદ્ધાં વેચી.

આટલા બધા પૈસા અંબારામ પાછળ ખોવાનું નારણ મુકાદમને એક જ કારણ હતું—અને તે પાર્વતીને રાજી રાખવાનું. પાર્વતીને એક જ ઝંખના હતી કે કોઈ ઉપાયે સવિતાને એક વખત પાડવી. સ્વેચ્છાએ ન પડે તો બળાત્કારે. પહેલો ઉપાય અશક્ય હતો એમ એને લાગતાં બીજો ઉપાય એણે યોજ્યો હતો. જે આજે સંપૂર્ણ થયો.

અંબારામની અનેચ્છા હોય તો પણ હવે ચાલે એવું ન હતું. સવિતાને સોંપવાનું એણે લેખિત લખી આપ્યું હતું. કાયદો એ માન્ય ન રાખે એ જુદી વસ્તુ હતી. પરંતુ નારણ મુકાદમની ગુંડાગીરી આગળ નમ્યે જ છૂટકો હતો.

સવિતાએ બારણું ઉઘાડયું ત્યારે એને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે અંબારામ સાથે અત્યારે બીજાં કોઇ માનવી હશે. પરંતુ પાર્વતી અને નારણ મુકાદમને પોતાના બારણામાં પ્રવેશતાં જોઇ સવિતા ત્યાં જ જડાઈ ગઇ.

પાર્વતીએ પોતે બારણું બંધ કરતાં એને કહ્યું: 'હવે તારા ધમપછાડા કંઇ ચાલવાના નથી. સીધી રીતે તેં ન માન્યું, તો હવે વાંકી રહી માનવું પડશે.'

સવિતા એકદમ સ્વસ્થ થઇ ગઇ. પૂછયું: 'અત્યારે અહીં આવવાનું શું કારણ છે?'

પાર્વતી: 'આજ સુધી તું અંબારામની વહુ હતી. આજથી ......' નારણ મુકાદમ સામે નજર કરી: 'એને તું વેચાણ થઈ ગઇ છે.'

શરીરની પાંચે ઇન્દ્રિયો બહેર મારી ગઇ હોય તેમ સવિતા લાગણી શૂન્ય બની ગઇ.

પાર્વતી બોલી: 'અંબારામે તને વેચી દીધી છે. નારણ

મુકાદમ તારું ધારે તે કરી શકે છે. ઘરમાં ઘાલી શકે છે, કોઇને ધારે તો વેચી શકે છે.'

પાર્વતીએ કલ્પ્યું હતું કે આ સાંભળતાં જ સવિતા રડારોળ કરી મૂકશે. પરંતુ એને કંઈ અસર જ ન થઇ હોય તેમ એ એની સામે ફાટી આંખે તાકી રહી.

'પણ અમે નીચ થવા માગતાં નથી. તું અંબારામની વહુ છે અને રહેજે. ફક્ત એક વખત નારણ મુકાદમની માગણી સ્વીકાર.'

સવિતાએ નજર ફેરવી અંબારામ સામે જોયું. એ પણ આ શબ્દો સાંભળી રહ્યો હતો!

સવિતાએ ન ધારેલો જવાબ આપ્યો: 'એમણે જો મને વેચી દીધી હોય તો હું માગણી સ્વીકારવા તૈયાર છું.'

લોહીવાળું મોં દેખે તો જ માણસ સીધું બોલે, એવો અંતરમાં જીતનો હર્ષ અનુભવતાં પાર્વતીએ કહ્યું: 'અંબારામ પણ તારી જેમ બધું સાંભળે છે. ખોટું હોય તો તરત ના ન પાડે? અમને એ ઘરમાં જ કેમ પેસવા દે?'

'એ ખરું. પણ મારે લખાણ જોવું છે.'

પાર્વતીએ કાગળ કાઢીને સવિતાના હાથમાં આપ્યો.

સવિતા ફાનસના ઝાંખા અજવાળામાં વાંચી રહી:

'હું લખી આપનાર અમદાવાદના સરસપુરનો રહીશ અંબારામ આત્મારામ જોગ એ જ લત્તાના રહીશ નારણ ભવાનને લખી આપું છું કે મેં દેવા પેટે મારી બૈરી નામે સવિતાને તમને વેચી છે. હવેથી એની ઉપર મારો કોઈ હક્કદાવો નથી. એનું તમે ગમે તે કરો પણ એની હું સરકારમાં ફરિયાદ કરીશ નહિ.........'

એથી આગળ વાંચવાની જરૂર ન હોય તેમ સવિતાએ એ કાગળ પાર્વતીને પરત સોંપ્યો. ને કહ્યુંઃ 'એ લખાણ મને પણ કબૂલ છે.'

'કબૂલ છે!' પાર્વતીના મોંમાંથી આશ્ચર્યનો ઉદ્‌ગાર નીકળી ગયો.

'હા, જે ધણી જાતે જ બૈરી વેચે, પછી એ બૈરી પાસે એવી કઈ આબરૂ બાકી રહે છે કે એને સાચવે? હું નારણ મુકાદમને ત્યાં એક વખત નહિ, પણ કહે તો એના ઘરમાં બેસવા તૈયાર છું. બીજા કોઈને એ વેચે તો ત્યાં જવા પણ તૈયાર છું.' શ્વાસ-ભર્યા હૈયે એ બોલી ગઈ: 'પણ બે દિવસ પછી.'

'કારણ?' પાર્વતીથી પૂછાઈ ગયું.

'કંતાનની જે પથારી એને માટે પાથરેલી હતી તે તરફ આંગળી કરતાં એણે કહ્યું: 'ગઈ કાલે જ હું દૂર બેઠી છું. બે દિવસે નાહી લેઉં એટલે હું વેચાવા તૈયાર છું.'

પાર્વતી કડક થતાં બોલીઃ 'એ ચાલાકી મારા આગળ નહિ ચાલે.'

'ચાલાકી નથી, સાચુ કહું છું.'

'એ વાત હું માનું તેવી મૂરખ નથી. જે જાત વેચવા તૈયાર હોય તેને ઋતુધર્મની પડી જ ન હોય.'

'એ સાચું હશે. હું ય એવી બની જઈશ. પણ બે દિવસ – આટલી વાર ખમી જાવ.'

પાર્વતીએ નારણ મુકાદમ સામે જોયું.

નારણ મુકાદમે મૂગી ભાષામાં કહ્યું: 'જે પાણીએ મગ ચડતા

હોય તેણે ચડવા દેને. બે દિવસ પછીએ ક્યાં જવાની હતી ?'

સવિતાની આમાં કંઈ ચાલાકી હોય તેમ પાર્વતીને લાગ્યા કરતું હતું. એણે કહ્યું: ' સોગન ખાઇશ કે તું પછી ફરી નહિ જાય.'

' હા. તમે કહો તેવા સોગન ખાઉં.'

' તારી વહાલામાં વહાલી ચીજના ખા.'

' કેવા ખાઉં ?'

' કે બે દહાડા પછી નારણ મુકાદમની ગમે તે માગણી...'

સવિતાએ ઘસઘસાટ ઊંઘતાં ત્રણ બાળકો સામે નજર કરી કહ્યું: ' આ મારાં ત્રણે ય બાળકોના સમ જો હું બે દિવસ પછી નારણ મુકાદમની માગણી સ્વીકારવાની ના પાડું તો.'

હજુ શ્રદ્ધા ન બેઠી હોય તેમ પાર્વતીનું મન ડગતું હતું. વિચાર કરતાં ખ્યાલ આવ્યો હોય તેમ એ બોલી: ' કોઈ જગાએ નાસી જવાનો વિચાર નથી ગોઠવ્યો ને ?'

' મારે ક્યાં જવાનું છે ?'

' ગોવિંદ છે ને ?'

' મારાં બાળકોના સમ મારો જો એવો કોઇ વિચાર હોય તો.'

' પોલીસને ફરિયાદ......'

' બાળકોના સમ એવું કંઈ નથી.' સવિતાએ કહ્યું: ' એ બધા વહેમ આવે એ બરાબર છે. પરંતુ હું અત્યાર સુધી હતી તે બદલાઇ ગઈ છું. મેં જોઇ લીધું કે કરમ કોઈ મિથ્યા કરતું નથી. એમાં હું તમારા કોઇનો દોષ જોતી નથી. મેં પૂર્વજન્મમાં જે કર્યું હશે તે જ અહીં ભોગવવાનું મળે, એ મને આજે સમજાઇ ગયું.'

એ બધી શંકાઓને ગળી જતાં નારણ મુકાદમે કહ્યુંઃ 'પોલીસના બાપની અહીં કોને પરવા છે ? સાક્ષીપૂરાવો કંઇ પોલીસ માગશે કે એમને એમ ? અને નાસીને એ ક્યાં જવાની હતી ? મારી પાસે એવા ગૂંડાઓ છે કે એને ગમે ત્યાંથી પકડી લાવે.'

પાર્વતી પણ મનમાં ગાંઠ વાળતાં કબૂલ થઈઃ 'એ દિવસ હું એની ઉપર નજર રાખીશ. મારી નજર ચૂકીને એ ક્યાં જવાની હતી ?' અને એને એમ પણ લાગ્યુંઃ 'કાયર થયેલી એ કબૂલ થાય એમાં પણ કંઇ નવું નથી.'

*

ત્રીજે દિવસે 'કલ્યાણ' દૈનિકમાં એક ખૂણે સમાચાર છપાયા હતા.

'સરસપુર રહેતી બ્રાહ્મણ બાઈ સવિતા અંબારામે ઘરકંકાસથી કંટાળી એનાં ત્રણ બાળકો સાથે કાંકરિયા તળાવમાં પડી આપઘાત કર્યો છે. પોલીસને ખબર પડતાં બાઈ અને બાળકોની લાસ તરત સીવીલ હોસ્પિટલમાં પોષ્ટમોર્ટમ કરવા લેઇ જવામાં આવી છે. હમણાં હમણાં શહેરમાં આવા કરૂણ બનાવ વિશેષ બનતા જાય છે. પોલીસે આવા બનાવોની ખાસ તપાસ કરવાની જરૂર છે.'

એ આખી રાત ગોવિંદને ઊંઘ ન આવી. સુશીલા મોંએ જે કહેતી હતી તેજ સવિતાની આત્મહત્યા એને કહી રહી હતી— નારીની થઈ રહેલી અવહેલના મિટાવો. 'અલકાપુરી' અને 'સરસપુર' એમ બેઉ જગાએ બીજી ગમે તેટલી ભિન્નતા હોય, પણ આ સ્થિતિ એકસરખી પ્રબળ જલી રહી છે. દેશમાં જો કોઈ ભગિરથ કાર્ય હોય તો તે આ જ છે !

એ પ્રબળ સ્થિતિની વધુ એક ચિનગારી ‘ કલ્યાણ ’માં થોડા વખત પછી ફરીથી પ્રગટી:

‘ ગુજરાત કૉલેજના પ્રો. સુરેન્દ્ર મહેતાએ પ્રથમ પત્ની સાથે મતભેદ પડતાં, મુંબઇનાં કુ. સરોજિની મહેતા, બી. એ., સાથે ફરી લગ્ન કર્યાં છે. કુ. મહેતા મુંબઇના જાણીતા બેરીસ્ટર શ્રી હસમુખરાય મહેતાનાં જ્યેષ્ઠ પુત્રી છે. ’

ગોવિંદ ફાટી આંખે તાકી રહ્યો. ગઇ સાલ સુરેન્દ્રે પિતાના દબાણ છતાં જેને પરણવાની ના પાડી હતી, તે જ કુ. સરોજિની મહેતા સાથે ફરી લગ્ન કર્યાં. યુનિવર્સિટીની ગ્રેજ્યુએટ થયેલી સરોજિની પણ પોતાની એક વખત થયેલી અવહેલનાને ગળી જઇ, આજે ફરી નવી અવહેલના સહેવા તૈયાર થઈ!

ગોવિંદ આગળ ત્રણ છબિઓ લટકી રહી.

એક નારી જીવનની અવહેલના ન થવા દેવા મરણને ભેટે છે.

બીજી ઘર ત્યજે છે.

જ્યારે ત્રીજી જાતે અવહેલના વહોરી લે છે!’

ત્યાં ચોથી સુધા પ્રવેશે છે: ‘ મને ક્યાં ટાંગશો !

રાધા કહે છે: ‘ હું તમારી થઇ એટલે મારો વિચાર જ નહિ કરો ? ’

ગોવિંદ આંખો મીંચી ગયો.



## ૨૭

વધુ એક વર્ષ.

બકોર ભગતને કંઈ સમજાતું ન હતું. એ ' ગોકુળ 'માં બેઠા હતા, પરંતુ એમના ' ગોકુળનો એમનો જ ગોવિંદ નાશ કરી રહ્યો હોય તેમ લાગતું હતું.

ગોવિંદ રાધાને પરણે એમાં એમને મહાપાપ દેખાતું હતું. બ્રાહ્મણની દીકરી એટલે તુલસીક્યારો. એની સામે કુદૃષ્ટિ થાય તો પણ પાતક બેસે, એ સંસ્કારમાં ઊછરેલા ભગતને કપિલાબહેને ઘણું સમજાવ્યા પણ એ કૃત્ય ધર્મકૃત્ય હોય તેમ એમની બુદ્ધિમાં ઊતરતું ન હતું.

અને તેય એટલે જ પતતું હોત તો ઠીક, પણ લગ્ન કર્યા સિવાય, બંને સાથે વિલાયત ભણવા જવાનાં હતાં. એમને જો ત્યાં લગ્ન કરવાની ઇચ્છા થાય તો સીવીલ મેરેજથી લગ્ન નોંધાવી દે, અગર ત્રણ વર્ષે આવ્યા પછી અહીં લગ્ન ગોઠવવાનું હતું.

ભગતને આમાં કંઇ સમજાતું ન હતું. આવો ખુલ્લો અધર્મ કપિલાબહેન અને રામરાય જેવાં ભણેલાંગણેલાં કેમ કરવા તૈયાર થયાં હશે ?

કપિલાબહેનનો એક જ જવાબ હતો: ' જો એ અધર્મ હોય

તો રાધા મારી દીકરી છે, ગોવદ પણ દીકરો થઈ રહ્યો છે, પછી એવું પગલું અમે ભરીએ ?'

બકોર ભગત પાસે એનો પણ જવાબ ન હતો: 'જે લોકોએ ગોવિંદને પોતાનો ગણ્યો, દીકરી આપવા તૈયાર થયાં છે, વિલાયત મોકલે છે, આખી મિલકત સોંપવાની છે, તે અધર્મ કરવા શું કામ તૈયાર થાય ?'

તો સત્ય શું ?

ભગત વિમાસણમાં પડી ગયા.

એમને થયું, બંને સત્ય છે. ધર્મનો લોપ થઇ રહ્યો હતો એ સાચું. અને તે કોઈ જાણીને કરી રહ્યું નથી એ પણ સાચું. રામરાય અને કપિલાબહેન જેવાં તો ન જ કરે. એ બધો પ્રતાપ કળિયુગનો છે.

કળિયુગનો પ્રવેશ થવાથી નળ સરખો રાજા મતિ ખોઇ બેઠો હતો તો હું, ગોવિંદ કે રામરાય કોણ માત્ર ?

એમણે બુદ્ધિથી તો નહિ પણ સર્વ પ્રત્યેના પ્રેમને વશ થઈ પોતાની સંમતિ આપતાં કહ્યું: 'જે થઈ રહ્યું છે તેને કોઇ અટકાવી નહિ શકે, એ બધો કળજુગનો પરતાપ છે. તમે બધાં જેમાં ભલું દેખતાં હો તેમાં હું શી રીતે ના ભણું ? ભગવાન સૌનું કલ્યાણ કરે.'

સર્વ દિવાનખાનામાં બેઠાં હતાં. દરેક સાંભળતાં હતાં. ફક્ત કપિલાબહેનને સમજાવવાનું સોંપ્યું હતું એટલે એ ભગત સાથે દલીલ કરતાં હતાં.

કળિયુગ અંગેની માન્યતા વિષે સમજ પાડતાં કપિલાબહેન બોલ્યાં: 'કાકા ! કળિયુગ જેવો કોઈ સમય નથી કે જેમાં સર્વ માણસોની બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય. જે છે તે સર્વ માણસમાં જ છે.

સત્ય, દ્વાપર. ત્રેતા અને કળિ સર્વકાળે અને સર્વ મનુષ્યમાં ઓછાવત્તા પ્રમાણમાં હોય છે.

'कलिः शयानो भवति संजिहानस्तु द्वापरः ।
'उत्तिष्ठंस्त्रेता भवति कृतं संपद्यते चरन् ॥

'આપણું શાસ્ત્ર તો કહે છે કે, જે સૂતો છે તે કળિયુગ, જેનામાં કંઇક ગતિ છે—બેઠો છે—તે દ્વાપર છે. જેણે ઊભા થવા જેટલી ગતિ કરી છે તે ત્રેતા છે. અને જે કામ કરવા લાગ્યો છે તે સતયુગ છે.'

પરંતુ એટલા ઊંડા અર્થને સમજવાની ચિંતા મૂકી બકોર ભગત બે હાથ વતી તાલી પાડી પ્રભુ રટણમાં લાગી ગયા હતા: 'રાધે ગોવિંદ રાધે, ગોકુળમાં ગોવિંદ રાધે.'

તે જ ઘડીએ તેમના પગમાં ગોવિંદ અને રાધા આશીર્વાદ માગતાં માથું ઝૂકાવી રહ્યાં.

બકોર ભગતે બંનેના માથે હાથ મૂકી આશીર્વાદ આપતાં કહ્યું: 'દીનોનાથ તમારું ભલું કરે.' અને સહેજ અટકીને સૂચન કરતા હોય તેમ એ બોલ્યા: 'મારા ઘરડા માણસનું એક વેણ રાખો. બેઉ પરણીને જાવ.'

રાધા અને ગોવિંદ ઝૂકેલા માથાં ઊંચાં કરતાં એકબીજાના સામું જોઇને મલકી રહ્યાં. જાણે પરસ્પર પૂછતાં ન હોય કે દાદાનું વેણ સ્વીકારી લઈશું?

સમાપ્ત.